# શ્રીગોકુલેશ પાઠશાળા

માગસર સુદિ છઠ ૨૦૬૫

**ધન ધન છઠની રાત સોહાવની**





# વિશેષ અંક

# મહા મહોત્સવ



---

**હમારે અલૌકિક ઉત્સવ આયો;**

**પ્રાગટ અલૌકિક વલ્લભલાલકો, દશોદિસ મંગલ છાયો. ૧**

**બરસ દિનાલોં મંગલ ઈચ્છિત, સો મંગલ દિન પાયો;**

**વલ્લભદાસ જનમ દિન રાજે, ઘરઘર હોત બધાયો. ૨**

**।। શ્રીગોકુલેશો જયતિ ।।**

# ધન ધન છઠની રાત

## નિવેદન

**શ્રીમુખ જોવારે આતુરી, મન મારૂં આકુલ વ્યાકુલ થાય,**
**ઘરમાં નથી રે ગોઠતું, જાવું પ્રાણ પુરુષોત્તમની પાસ. ૧**
**શ્રીગોકુલકેરો નાથ, રાખે નિજ-સેવક શ્રીચરણ પાસ,**
**ભકત-મનોરથ પૂરણ કરે, શ્રીગોકુલેશ મેરો નાથ. ૨**

શ્રીચતુર્થકુમાર શ્રીસર્વદા સેવ્ય શ્રીગોકુલનાથ પ્રભુચરણના પ્રાગટ્યોત્સવ ઉજવવાની શરૂઆત શ્રીગુસાંઇજીએ સં. ૧૬૦૮થી જ કરી. શ્રીગુસાંઇજીએ કંકોત્રી લખી વૈષ્ણવોને દેશ-પરદેશથી તેડાવવા અને માગસર સુદી સપ્તમીના રોજ મહાશુભ માંગલ્ય પ્રાગટ્ય ઉત્સવ (મહોત્સવ) ઉજવતા અને વૈષ્ણવોને શ્રીમંદિરે મહાપ્રસાદ લેવા તેડતા. તે ક્રમ શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુએ નિયત રાખ્યો. અને અંદાજે ૯૦ વર્ષ સુધી આ ક્રમ ચલાવ્યો.

શ્રીગોકુલેશ પ્રભુ એવા ભક્ત વત્સલ છે કે એક સમયે આપશ્રીએ મહોત્સવ સમયે આજ્ઞા કરી કે **આજે તો સામગ્રી અમારા ઘરની જ અંગિકાર થશે.** સૌ ભગવદીયો આ સાંભળી સ્તબ્ધ થઇ ગયા. **પણ ભક્ત-વત્સલ શ્રીગોકુલેશજી આજ્ઞા કરે છે અમારું છે તે બધું વૈષ્ણવોનું જ આપેલું છે, માટે શોક ના કરશો.** શ્રીગોકુલેશ પ્રભુના એક અંતરંગ સેવક મોહનભાઈજી, જેમણે સૌ સેવક-સૃષ્ટિ ભાગ્યરાશ પણ કહે છે. આ મોહનભાઈજી માટે તો મહોત્સવ એટલે સાત દિવસનો ઉત્સવ નહીં, પણ આખા વર્ષ ઉત્સવ સમાન છે. મોહનભાઈજી માગસર સુદ આઠમે આગલા વર્ષના ઉત્સવની તૈયારી શરૂ કરી દે છે. આ મોહનભાઈજીએ શ્રીગોકુલમાં સ્થિર વાસ કર્યો. મોહનભાઈજી માગસર સુદી છઠ્ઠ (૬)ના રોજ સર્વે સેવક-સમાજને પોતાના ઘેર તેડાવે છે, તેલાભ્યંગ કરી, કેસર રસે સ્નાન કરાવી, તે ચરણામૃત પોતે લીધું. પછી પહેરામણી કરી ભગવદીયને મહાપ્રસાદ લેવડાવે છે, દસ દોના ખીર આપી દસ પ્રકારની ભક્તિનું દાન ભાગ્યરાશ ભગવદીયોને આપે છે. એ સુદી ૬ને સાતમ જેટલું મહાત્મ્ય આપી છઠ્ઠને સાતમ સમાન સૌભાગ્યનું દાન સુદી ૬ને આપ્યું. એટલે જ ભગવદીયો આ દિવસને ધન ધન કહે છે, ધન્ય ધન્ય છે આ છઠ્ઠની રાત. ત્યારથી સુદી ૬ને આ માન પ્રતિ વર્ષ પ્રાપ્ત થવા

લાગ્યું અને માગસર સુદી ૬ તેમજ સાતમે મહોત્સવ મોહનભાઇજી અને બહેનજીરાજ પર શ્રીગોકુલેશ પ્રભુની અતિ કૃપાનું ફલ છે. જે ક્રમ આજ પર્યંત આ બન્ને દિવસોએ મહા-ઉત્સાહથી પ્રતિવર્ષ ઉજવે છે અને ઉત્સવનું સુખ અને આનંદ લે છે.

ભગવદીયો માગસર સુદી પાંચમ સુધી ઘેર મંડપ બાંધે છે, સામગ્રી સિદ્ધ કરે છે. પહેરામણીના વસ્ત્રો ગામે ગામ પરદેશથી મંગાવી સીવડાવી, માંગલ્ય કેસર રસે રંગે છે. મંડપમાં ભક્ત સમાજ એકત્ર થાય છે અને ગુણગાન કરે છે. આ રસભર્યા મહાસાગરમાંથી એક ખોબા જેટલું જે પાન કરશે તેને ત્યારે તે સમયની સુરતિ પરમ કૃપાએ થશે જે મહા રસ સર્વેને દેખાતો નથી. પરંતુ જેઓ આ પ્રસંગને કૃપા બલે પાન કરશે તેને આ મહારસનો શ્રીપ્રભુ ઇચ્છાથી તેમજ વિશેષકૃપાથી અનુભવ થશે. તેમજ આ ગ્રંથ જે કોઇ ગાશે કે સાંભળશે તેને પણ શ્રીગોકુલેશજી શ્રીમહા ઉત્સવના સમયની લીલાનું દાન કરશે તેમજ પોતાની લીલા સહિત સુખનું દાન કરશે અને સદા સર્વદા શ્રવણ કરવાથી શ્રીગોકુલપતિના સ્વરૂપનું દાન પ્રદાન કરશે.

શ્રીગોકુલેશપ્રભુના મહાઓચ્છવની પૂર્વ તૈયારી રૂપે મોહનભાઇજીએ કરેલી સેવાનું વર્ણન **ધન ધન છઠ્ઠની રાત**ના ધોલમાં સ્પષ્ટ જોઇ શકાય છે, જે આપણે આ વિશેષ અંકમાં સમજવાનો પ્રયત્ન કરીશું. વળી **રંગ રંગ ઓચ્છવ આજ** નામના ધોલમાં પણ મોહનભાઇજીની સેવાનું વર્ણન જોવા મળે છે, જેના કેટલાક અંશો નીચે મુજબ છે.

આગરામાં રહે મોહનભાઇ વલ્લભલાલ રંગ રંગ એ
તે તો શ્રીઅંગના સુખદાઇ વલ્લભલાલ…૫
જીવે મહાઉત્સવના દિન રહ્યા થોડા …૬
ભાઇઘડે થયા અસવાર …
આગળ દોડે નેકિ છડિદાર … ૭
સંધ્યા સમયે શ્રીગોકુલ આવ્યા …
સાથે રાજસી ભગવદી લાવ્યા … ૮
નિકટ આવી દંડવત્ કર્યા …
શ્રીહસ્ત મસ્તકે ધર્યા … ૧૯
તુમારે દુઃખે હમારે દુઃખ …
તુમારે સુખે હમારે સુખ …૨૪
તુમારે રસ હમારે રસ…

તુમારે અનરસે હમારે અનરસ ... ૨૫

કેશર શ્રીહસ્તે મસ્તક ઢોળે ...

ભાઈજી તે સરવે અંગે ચોળે ... ૧૦૭

પોતાના મનમાં જે જે મનોરથ ઉદ્ભવતા તે સર્વ મોહનભાઈજી શ્રીગોકુલેશ પ્રભુ સન્મુખ નિવેદન કરતા.

મહાભાગ્યવાન શ્રીગોકુલેશ પ્રભુના ભગવદીયો છે જેઓ શ્રીગોકુલેશ પ્રભુના કૃપાપાત્ર અને સ્વરૂપ વેંધી રસ પાત્ર હતા, તેઓ માટે આ ધન ધન છઠ્ઠની રાતનું ચરિત્ર એક અલૌકિક અનુભવ પ્રાપ્ત કરાવશે. પૂજ્યચરણ શ્રીગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીમદ્ ગોકુલ), જે આપણા શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ અલૌકિક શ્રીચતુર્થદ્વારના પીઠાધીશ છે, જે સર્વદા શ્રીગોકુલેશનું જ સ્મરણ સેવે છે, આપશ્રી અંતરથી આ ઘરના સર્વેને શ્રીગોકુલેશનું સ્મરણ નિત્ય થાય, એવા દૃઢ સંકલ્પ સેવે છે. આપશ્રીની છત્રછાયામાં અમે આ વિશેષ અંક પ્રકટ કરી રહ્યાં છીએ, જેથી આપણે સર્વે શ્રીગોકુલેશ ચરણ-શરણાનુરાગી સેવક-સમાજ આ અલૌકિક છઠ્ઠ ની રાતનું માહાત્મ્ય સમજી શકીએ.

## છઠની રાતનું ધોળ

**છઠ્ઠ દિવસની રે રાતે, ગોઠડી કીધી વલ્લભવર સાથે,**

**વ્હાલે મ્હારો એવો રે રસિયો, ભક્ત હૃદયકમલમાં વસિયો. ૧**

**રસિયો શ્રીવલ્લભ સુખ રાસે, ભક્ત તણીરે, વ્હાલે પુરીઆશ.**

**મણિમય સુંદર સદન તે સોહીયે, ત્યાં આવી અભા મનમોહીએ. ૨**

**રસની સામગ્રી ત્યાં બહુઅ થાલ ભરી ભરી લાવે સહુઅ.**

**તિલક કુમકુમના રે કીધાં, આરતી વારતાં કારજ સીધાં. ૩**

**ધોતી ઉપરણો રે સોહિએ, દેખિ વ્રજજનનાં મન મોહીએ,**

**તુલસી ગુંજા માલ બિરાજે, તે તો ચૌદ લોક પર ગાજે. ૪**

**કાને કુંડલ રે ઝલકે, દેખી માનુનીના મન ઢલકે,**

**ચંદન ચરચ્યાં રે શ્રીઅંગે, બેઠા વ્રજભક્તન કી સંગે. ૫**

**વાત કરે છે રે રસાલી, હસી હસી પેટે આવે ખાલી,**

**બીડાં આરોગે રે રસિયો, મોહનભાઇજીના ઉરમાં વસીયો. ૬**

**ચરણકમલની રે આશ, વિનતી કરે રે કેશવદાસ,**

**છઠ્ઠ દિવસની રે રાતે, ગોઠડી કીધી વલ્લભવર સાથે. ૭**

ભાવત્ક:-
રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ), દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)



॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ધન ધન છઠની રાત

## જીરે શુભ દિવસ સોહાગનો

જીરે શુભ દિવસ સુહાગનો, હાંકે એની સન્મુખ માંગલ્ય દિન;
ધન્ય ધન્ય છઠની રાત સોહામણી,
જીરે આરંભે કર્યો પ્રાત:કાલથી નિશા લગી જે સંપન્ન. ધન્ય. ૧

શ્રીગોકુલેશ પ્રભુના આગમ ઉત્સવ એટલે કે શ્રીમહોત્સવ-મહાઓચ્છવ-મહોચ્છવ-મહાઉત્સવમાં ભક્તોને ઉત્સહ થઇ રહ્યો છે. શ્રીમદ્ ગોકુલ, અલૌકિક લીલા-ભૂમી, જ્યાં નિત્ય બિરાજી રહ્યાં છે, ઘેર ઘેર સર્વત્ર પરમિત ઉત્સાહ થઇ રહ્યો છે. શ્રીગોકુલેશ પ્રભુના અનન્ય એવા કૃપાપાત્ર સેવક-વૈષ્ણવ-ભગવદીય ગોકુલદાસભાઇજી માગસર સુદી છઠની રાતનું અલૌકિક લીલા સમયનું બહુંજ સુંદર અનુભવ જણાવી રહ્યાં છે. ધન્ય ધન્ય છઠનો સોહાગ ભરી રાતડી..તેમાં સોહામણી રાત્રી પ્રગટી કે જે રાત્રી પૂર્ણ થતા મહા માંગલ્ય શુભ સાતમનો દિવસ પ્રગટ થશે. જેની અભિલાખ ઘણા દિવસોથી ભક્તોને હતો તે મનોરથ પૂર્ણ થશે. છઠના ઉત્સવના માંગલ્ય કાર્યો સવારના પરોઢથી આરંભ કર્યો, તે રાત્રી સુધી ચાલ્યો, અને પછી ઉત્સાહ-ઉમંગમાં સમ્પન્ન થયો. શ્રીમદ્ ગોકુલમાં શ્રીગોકુલેશ પ્રભુના શ્રીબેઠકમાં આવતીકાલ (માગસર સુદી સાતમ) એટલે કે મહાઓચ્છવની તૈયારી ચાલી રહી છે, અને આજે (માગસર સુદી છઠ) ભાગ્યરાશ મોહનભાઇજીને ત્યાં ઉત્સવ થઇ રહ્યોં છે.

જીરે સાત માંગલ્ય માંહે જે તે આવ્યું, હાંકે કહેવાયું ઉત્સાહતણે પૂર, ધન્ય.
જીરે છે તે સોહાગી તે ઘરતણાં, તેમ મહા મંદિર તણું સુર. ધન્ય. ૨

આપશ્રીના નિત્ય-નિવાસ, એટલે કે અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થપીઠમાં પણ ઉત્સાહ વર્તાઇ રહ્યો છે. શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી) આવેલા સૌ સેવકોને શ્રીમહાપ્રભુજીની વાણીનું રસપાન કરાવી રહ્યાં છે. સાથેજ એકમથી સપ્તમી સુધી રોજ રોજ ઉત્સવ, કીર્તન સ્નેહભેર થઇ રહી છે. અનિર્વચનીય આનંદનો અનુભવ થઇ રહ્યો છે.

હવે છઠની આખી રાત જે માંગલ્ય ઉત્સવ ભાગ્યરાશ-ભાગ્યવાન મોહનભાઈજીના ઘેર થયો, તે આપણે હવે આપણે માણીશું.

જીરે તીસ માંગલ્ય જે પહેલાં કહ્યાં, ઉત્સાહ આગમ તે ઘેર ઘેર, ધન્ય.
જીરે સહું મળી સેંતીસ થયાં, મહાશ્રીઉત્સવ તણી જે પેર, ધન્ય. ૩

જીરે હવે રજની આગમ સમે, આ માંગલ્યમાં કહીશ,
જીરે ભાગ્યરાસ ઘેર જે ઉત્સાહ, વળી મહા મંદિર તણાં તે લહીશ. ધન્ય.૪

મોહનભાઈજીને ઘેર અનેક ભાંતની સામગ્રી સિદ્ધ થઇ રહી છે. સૌ સેવક-સમાજ પણ અત્રે એકત્રીત થયો છે. એવામાં સંધ્યા સમય થયો. મોહનભાઈજીએ અનેક પ્રકારના માંગલ્યો કર્યા. કુમકુમ છડા દેવરાવ્યા, મોતીડે ચોક પૂર્યા રસાલ, ઘર આંગણે તોરણ બંધાવ્યા, મંડપ સજાવ્યા સાથ. મંગલ થાલ તૈયાર કરી રાખ્યા છે. અનેક માંગલ્ય સામગ્રી પણ તૈયાર કરી રાખી છે. અનેક દ્રવ્યો, જેના દ્વારા ઉત્તમોત્તમ સામગ્રી સિદ્ધ કરાય, તે તૈયાર કરી રાખ્યાં છે. અગર, અંબર, ધૂપ વગેરે પણ તૈયાર કરી રાખ્યું છે.

જીરે તે કહીએ મન મોદસું, કે અતિ ઉત્સાહ માંગલ્ય હોય, ધન્ય.
જીરે સર્વત્ર ફૂલ, સહિત તેહ કરે, આનંદ ભર સહું કોઇ, ધન્ય. ૫

જીરે સાયંકાલ ને શુભ સમય, કર્યાં માંગલ્ય બહુ પ્રકાર, ધન્ય.
જીરે સરવે રીત રસ આગમ હોય, ઉત્સાહ માંગલ્ય વિસ્તાર. ધન્ય. ૬

જીરે પ્રથમ માંગલ્ય તે કુમકુમ છડા, દઇ પૂર્યા ચોક રસાલ. ધન્ય.
જીરે દ્વારે આંગણ ઘરમાં સઘળે, મનોરથ ભરે અતિ રસ બાલ. ધન્ય. ૭

જીરે માંગલ્ય થાલ મંગલ કરી, ધરી માંગલ્ય દ્રવ્ય મહા સહું. ધન્ય.
જીરે અગર અંબર ઉખેવ્યા વલી, બીજા માંગલ્ય અને જે બહું. ધન્ય.૮

જે કોઇ આ ઉત્સવની રાહ જોઇ રહ્યોં હતો, તે સર્વના શ્રમ દૂર થઇ રહ્યાં છે. હવે કોઇ પણ શ્રમ નથી લાગતો. કારણકે કેટલાય દિવસ રાત્રીથી જાગી સર્વે માંગલ્ય કાજ કરી રહ્યાં છે. જે કાર્ય પોતે પોતાના અનિર્વચનીય ભાવ અને મનોરથો કરી કરી પોતાના મનથી કરી રહ્યાં છે, જેમને પૂર્ણ કરવાં ભક્તમનોરથ પૂરક એવા શ્રીગોકુલેશ પ્રભુ અત્રે પધારશે. મોહનભાઇજીનું ઘર આજે તો આનંદને હીલોડે થઇ રહ્યું છે. હવે માલણ માંગલ્યરૂપ સમાન નૌતન મૃદુલ અને અનુપમ તોરણો ગુંથીને લઇ આવી છે. સાથે સુંદર મનોહર કેળના (કદલી) સ્થંભ પણ સાથે લાવી છે. આમ આ ભાગ્યવાન સોહામણી માંગલ્ય શુભ કાર્ય માટે લઇને આવી છે તેનો આદર સન્માન મોહનભાઇજીએ બહુ કર્યો, તેને સાડીઓ, ચોલીઓની પહેરામણી કરી અને બહુ દાન આપ્યા.

જીરે શ્રમિત ઘણાં સાથ સર્વકો, પણ હવો ન શ્રમ લગાર. ધન્ય.
જીરે કાંઇ દિવસ થયા એણી પેરે, અહર્નીશ જાગી એક પ્રકાર. ધન્ય. ૯

જીરે કાજ આપ આપણે વળી થયાં, કોઇ કાંઇ કોઇ કાંઇ મનરંગ. ધન્ય.
જીરે અનિર્વચનીય ભાવે ભર્યા, તેહાં મનોરથી તણે સંગ. ધન્ય. ૧૦

જીરે વળી કહીએ છીએ એણે સમે, આવી માલણ માંગલ્યરૂપ. ધન્ય.
જીરે લાવી તોરણ ગુંથી અનેક તે, નૌતન પલ્લવ મૃદુલ અનુપ. ધન્ય. ૧૧

જીરે વલી કદળીસ્થંભ બહુ સંગે, ઘણું મનોહર સુંદર તેહ. ધન્ય.
જીરે એણીપેરે ભાગ્ય સોહાસણી, લાવી માંગલ્યાર્થ શુભ એહ. ધન્ય. ૧૨

તેમજ કુમકુમનું માંગલ્ય તિલક કરી પગ પીલ્યા અને માંગલ્ય કાર્યની ન્યોછાવરી ભક્તોએ બહુ જ ભાવે આપી. આમ પ્રથમ તે માંગલ્ય કાર્ય અંગે આવી તેથી શુભ કામનાએ તેણે શુભ કામનાથી આપ્યુ. અને હજુ માલણે જે મનોરથો ઇચ્છ્યા છે તે પૂરણ કરશે. મોહનભાઇજી તે માલણને કહે છે કે તમે પ્રથમ શ્રીમદ્ ગોકુલમાં શ્રીગોકુલેશ પ્રભુજીના મંદિરે જઇ અને પછી ઘેર ઘેર જઇને કદલી (કેળ)ના સ્થભો રોપી અને તોરણો બાંધો. આમ આ સોહાગભરી માલણ હવે શ્રીમદ્ ગોકુલ, મંદિર તરફ જઇ રહી છે.

જીરે એહનો આદર કરે અતી ઘણું, કીધાં બહુ સહુએ સનમાન, ધન્ય.
જીરે પહેરાવીએ સાડીઓ ચોળીઓ, વળી કીધું માંગલ્ય જે દાન. ધન્ય. ૧૩

જીરે માંગલ્ય તિલક કુમકુમ કર્યાં, વળી કંકુએ પીલ્યા પગ, ધન્ય.
જીરે ન્યોછાવર માંગલ્ય તણી, તે આપી ભક્તએ ભરી અનુરાગ. ધન્ય. ૧૪

જીરે માંગલ્ય સુચક એ પહેલાં કહ્યાં, શુભ અર્થે તે આપ્યું તેહ, ધન્ય.
જીરે પછે સહુને મનોરથ ઈચ્છતા, આપી પુરણ કરશે તેહ. ધન્ય. ૧૫

જીરે આજ્ઞા કરી એવું કહી અને, બાંધો તોરણ સહુ ઘેરઘેર, ધન્ય.
જીરે પ્રથમ તે મંદિર જઈયને, વળતાં સર્વત્ર બહુ પેરે. ધન્ય. ૧૬

આમ આ સોહાગભરી માલણ હવે શ્રીમંદિર તરફ ચાલી. પ્રથમ માંગલ્ય શ્રીગોકુલેશ પ્રભુના નિજ માંગલ્ય મંદિર (શ્રીબેઠક)માં આવી તોરણો બાંધ્યા અને દ્વાર પર કદલીના સ્તંભ ઊભા કર્યા. પછી માંગલ્ય કારી શ્રીઠાકોરજીના મંદિરે તેમજ શ્રીવહુજીના (જનાનામાં) મંદિરે પણ જઇ તોરણ બાંધી સ્તંભ ઊભા કર્યા. વળી રસોઇ ઘરની બહાર તેમજ ભંડાર, વગેરે આમ અનેક સ્થળે માલણે કદલીના સ્તંભ અને તોરણો બાંધ્યા. જેનું સૌભાગ્યરૂપ ઝગમગતું પ્રગટ થઇ રહ્યું છે. માલણની આ માંગલ્ય કૃતિ પર શ્રીવહુજી-બેટીજીઓએ બહુ ન્યોંછાવરી આપી, તેમજ સાડીઓ, ચોલીઓ, ભાંત-ભાંતની આપી અને પ્રસાદથી તેનો ખોળો ભરી દીધો. માલણ શ્રીમંદિરથી સંતુષ્ઠ થઇ અને ગદ્‌ગદ થતા ચાલની ગતિ પણ ભૂલી ગઇ, તે માંગલ્ય શોભા ભરી હવે, તે ઘેર ઘેર તોરણો તેમજ કદલીના સ્તંભો બાંધવા સારૂ ગઇ. જ્યાં જ્યાં તે જાય છે ત્યાં ત્યાં સર્વ કોઇ એનો આદર સત્કાર કરી તિલક કરી પગ પીલે છે. અને સાડી ચોલી પહેરાવે છે.

જીરે રંભાસ્તંભ પણ એણી પેરે, રોપ્યા દ્વાર દ્વાર જહાંતહાં, ધન્ય.
જીરે ચાલી માલણ પછે મલપતી, સોહાસણી મંદિરમાંહાં, ધન્ય. ૧૭

જીરે પ્રથમ શ્રીમંદિર પ્રભુ તણે, જઇ બાંધિયાં બંદનવાર, ધન્ય.
જીરે રોપ્યાં રંભાસ્તંભ વળી ત્યાં, તે લળી રહ્યાં છે દ્વાર. ધન્ય. ૧૮

જીરે મંગલ શુભ પ્રભુ બેઠકે, તે સોહાવ્યો મંગલ કરીય, ધન્ય.
જીરે નાથજી તણા મંદિર ત્યાં, વળી વહુજીનાં મંદિર જેહ. ધન્ય. ૧૯

જીરે રસોઇ મંદિર ભંડાર જહાં, બાંધ્યા એણી પેરે સ્થલ સોહે, ધન્ય.
જીરે સૌભાગ્ય પ્રગટ સૌભાગ્ય જે, તે ઝળહળતી મન માંહ. ધન્ય. ૨૦

જીરે વળતી ન્યોછાવર ભીરતથી, આપી વહુ બેટીએ સહુ, ધન્ય.
જીરે સાડી ચોળીઓ ભાંતભાતની, વળી પ્રસાદ ખોળા ભરી બહુય. ધન્ય ૨૧

જીરે અહીંથી સંતુષ્ટ થઇ ચાલીયા, તેહની વિહબલ થઇ ગતિ ભૂલી, ધન્ય.
જીરે મંગલ સુભગ શોભા ભરી, હવેલી માંહે ઘેર ઘેર જાય, ધન્ય. ૨૨

જીરે જ્યાં જાય તહાં સૌ કોઇ એહને, કરે આદર અતિ બહુ પેર, ધન્ય.
જીરે તિલક કરી પગ પીલીને, સાડી ચોળી આપે ઘેર ઘેર. ધન્ય. ૨૩

અને દ્રવ્ય, અલંકારો, વસ્ત્રોની ન્યોંછાવરી માંગલ્ય શુભ કાર્ય માટે આપે છે. આમ માલણ શ્રીમદ્ ગોકુલમાં ઘેર ઘેર, ગૌશાળા, વગેરે ભુવનોમાં કેળનાં સ્તંભો ઊભા કરતી તેમજ તોરણો બાંધતી સર્વ જગ્યાને શોભાયમાન કરી રહી છે. જે શોભા જોઇ સર્વ કોઇ મોહ પામી રહ્યું છે. આમ રાત સુધીમાં સંપૂર્ણ શ્રીગોકુલ, તેમજ ઘેર ઘેર તોરણ બાંધી આવી. હવે સંધ્યાકાલે માંગલ્ય કાર્ય થઇ રહ્યોં છે, તે કહેવાશે.

જીરે ન્યોછાવર મંગલ તણી, દ્રવ્ય વસ્ત્ર અને અલંકાર, ધન્ય.
જીરે આપે સહુ આનંદે ભર્યા તે અગણિત અપરંપાર, ધન્ય. ૨૪

જીરે એણીપેરે ભવન ભવન પ્રતિ, હવેલી ખરીક ઠામ ઠામ, ધન્ય.
જીરે બાંધતી ફરે તોરણ માળા, અને કદળીના સ્તંભ અભિરામ, ધન્ય. ૨૫

જીરે શ્રીગોકુલ સંપૂરણ ઘેર ઘેર, દ્વારે દ્વારે એમ સોહે, ધન્ય.
જીરે અભિનવું મહા કૌતુહલ, થઇ રહ્યું અને સહુ જોઇ મોહે. ધન્ય. ૨૬

જીરે નીસરી સંધ્યા સમયની, મંગલ સોહાગ રસ ભરી, ધન્ય.
જીરે રાત્ર સંપૂરણ એહની વીતી, બાંધતા સહુ ઘેરઘેર, ધન્ય. ૨૭

જીરે એ પ્રકાર એણી પેરે શું, કહ્યો મંગલ પરમ રસાલ, ધન્ય.
જીરે હવે કહીએ વળી જે હોય, આરંભીને સાયંકાળ, ધન્ય. ૨૮

સંધ્યાકાળ થતાં શ્રીવાલ્લભ શ્રીચતુર્થપીઠમાં, મંડપમાં ઠેર ઠેર દીપકો પ્રગટાવ્યા, તેની શોભા ઝાકમઝોળ થઇ રહી છે. ઝુમકના દિવા જે લટકે છે તેની શોભા અનેરી છે. તે છત પર લટકતા, ચોકમાં, ગોખલામાં, ટોડલે-મુંડેરે, સર્વત્ર જગ્યાએ દીવડા ઝગમગી રહ્યાં છે. તેમજ ફાણસો ઝગમગતી લટકતી રાખી તેમજ તુંમડી ઉપરની છાલ કાઢી નાંખી જે જાળી બાજી રહી છે. તેમાં દીવડો ઝગમગી ઉઠ્યા. તે ચંદ્રાકારે ફરે છે ત્યારે તે એની ઝલકતી અદ્‌ભૂત શોભાયમાન થઇ રહી છે. એની જ્યોતિઓની ચકમક ચળકી રહી છે. અને ફાણસો તેમજ તુંમડીમાં મિણબત્તી પ્રગટાવી મૂકી છે. જે ચંદ્રાકાર તેમજ ગોળાકાર તેમજ વિચિત્ર આકારોના પ્રકાશોના પ્રતિબિંબ પડી રહ્યાં છે. જે અદ્‌ભૂત અને આંખોને આંજી દે છે.

જીરે દીપક પ્રગટ કરીયા સઘળે, એહની શોભા તે ઝાકમઝોલ, ધન્ય.
જીરે ભીતર બાહિર માંડવે, દીસે ચિત્રવિચિત્ર કલોલ. ધન્ય. ૨૯

જીરે ઝૂમક દીવા તે ઝળહળે, લટકંતા તે અદ્‌ભૂત ભાંત, ધન્ય.
જીરે ચોકે મુંડેરી છદ્દે ભરી, દીપ રત્નમાલની પાંત, ધન્ય. ૩૦

જીરે ગોખ ગવાખે એણી પેર, ત્યાં સર્વત્ર દીપ ધરાય, ધન્ય.
જીરે દ્વારે દ્વારે ટોડેટોડે શોભીએ, એહવી રચના તે દીપની થાય. ધન્ય. ૩૧

જીરે ફાનસો માંડવે લટકતી અને તુંબિયો જાળીની ચિત્ર, ધન્ય.
જીરે તેમાંહી દીવા પ્રગટ કર્યા, મીણબત્તીના પરમ વિચિત્ર, ધન્ય. ૩૨

જીરે ચલક ઝલકે અદ્‌ભૂત સોહે, રહે ફરતી ઓ ચક્રાકાર, ધન્ય.
જીરે જ્યોતિ તે ચાક્ષચક્ષ તેહની, ચકચોંધી લાગી તેણી વાર, ધન્ય. ૩૩

મંડપની રચનાની શોભા સુંદર થઇ રહી છે તેમાં વળી દીપકોની જ્યોતિ ખૂબજ શોભાયમાન થઇ રસના તરંગ લહેરાવી રહી છે. વળી જરતારી વસ્ત્ર તેમજ બીજા ચળકતા વસ્ત્રોની ઝાલરો વગેરે જ્યોત પ્રકાશમાં ઝાકઝમાલ થઇ રહ્યાં છે. વળી વચ્ચે વચ્ચે ઝુમ્મરો લટકાવ્યા છે. તે તથા થાળી વાટકાના ઝુમ્મરો ચમરો વગેરે મિણબત્તી પ્રગટાવી મૂકી છે એનો પ્રકાશ અદ્‌ભૂત શોભાયમાન થઇ રહ્યો છે. ચલક ઝલક થતી દીપમાલોની જ્યોતના તરંગ ઉઠે છે.

જીરે મંડપની રચના તણી, શોભા દિસે પરમ સુરંગ, ધન્ય.
જીરે દીપકમાલની જ્યોત શું, ઉઠે અધિક રસના તરંગ, ધન્ય. ૩૪

જીરે બાંધે છે જરતરી વસ્ત્ર જે, બીજા વસ્ત્ર સુરંગ રસાળ, ધન્ય.
જીરે ઝાલરો તે તણી ઝળહળે, ફરહરે અતિ ઝાકઝમાળ, ધન્ય. ૩૫

જીરે મધ્ય મધ્ય ઝૂમક લટકતાં, હેમ પાટની મુક્તા જેહ, ધન્ય.
જીરે થાળી કટોરા ચમર લટકે, લાગે અદ્‌ભૂત શોભા તેહ, ધન્ય. ૩૬

જીરે જ્યોતિ તે ઝગમગ જ્યોત શું, તેણે ઉઠે તરંગના હીલોર, ધન્ય.
જીરે શોભા સૌભાગ્ય ગહગહી, દિસે ચલક ઝલક ચહુંઓર, ધન્ય. ૩૭

અને અનેરી શોભા દ્ષ્યમાન થાય છે, જે **મહા માંગલ્ય ઉત્સવ શ્રીમહોત્સવના આ માંગલ્ય સમયે અને માંગલ્ય માંડવે શ્રીગોકુલેશ પ્રભુ રહ્યાં છે, એનો સૌને આનંદના રંગ રોલ કરી રહ્યાં છે. શ્રીગોકુલેશ પ્રભુનું સુકોમલ મુખ જોઇ સર્વે સેવક-સમાજ આનંદિત થઇ, દંડવત કરી સન્મુખ બેસી પરમ મધુર સ્વરૂપનું રસપાન ધરાઇ ધરાઇને કરી રહ્યાં છે.** શ્રીગોકુલેશજી મંડપે પધારી સૌમાં અચલ સોહાગ સ્થાપ્યો.

**મોહન મલપંતા ઘેર આવ્યાજી, મેં તો લઈને મોતીડે વધાવ્યાજી ૧**

**વાહાલે મારે કરૂણાની દ્રષ્ટિએ જોયું રે, બાઈ મારે એ વર સું મન મોહ્યું રે ૨**

**પડયું મારે વલ્લભવર સાથે પાનું રે, હવે હું તો કેમ કરી રાખીશ છાનું રે ૩**

**દુરિજનને કહેવું હોય તે કહેજો રે, વાહાલા મારા રૂદય કમલમાં રહેજો રે ૪**

**પ્રીતિ મારે વલ્લભવર સાથે સાચી રે, હવે મારે બીજી નથી કાંઈ કાચી રે ૫**

**ધન્ય ધન્ય શ્રી ગોકુલના વાસી રે, વાહાલાને સંગે રહે વ્રજનારી રે ૬**

**માનુની હલીમલી મંગલ ગાય રે, બલિહારી જાયે માધવદાસ રે ૭**

જે સ્વયંના પ્રાગટ્ય અર્થે મોહનભાઈજીના ઘરે માંડવો પરમાનંદરૂપ થઈ રહ્યોં છે. અને સૌ સેવક-વૈષ્ણવો માંડવામાં આવી માંડવો જોઈ ફૂલ્યા સમાતા નથી. આવા આ સૌભાગ્ય ભરેલા માંડવાનું વિવરણ ક્યાં સુધી લખી શકાય! જ્યાં ભાગ્યરાશ-ભાગ્યવાન મોહનભાઈજી સૌ સેવક-વૈષ્ણવો સાથે તેમજ સ્વકીય સમાજ સાથે શોભાયમાન થઈ રહ્યાં છે. (આમ શ્રીગોકુલેશ પ્રભુ ગુપ્તતાથી પ્રેમ સ્વરૂપથી છઠના દિવસે મોહનભાઈજી ને ત્યાં પધારી છે. સોભાગી ભક્તો વિચિત્ર પ્રકારના શ્રૃંગાર કરી ત્યાં કીર્તન કરી રહ્યાં છે. અને સૌભાગ્ય મદ ભર્યા છે. તે માંડવો ગાજી રહ્યો છે:

**મંડપ ગાવા મોહનભાઈ, સુજાતી સાથમાં મારે લોલ;**

**વ્હાલો મારો લટકંતા પાઉં ધારેકે, ચાલ સોહામણી રે લોલ. (૧)**

**વ્હાલાજીએ ધોતી પહેરી સાર કે, ઉપરણો કેસરી રે લોલ;**

**વ્હાલાજીએ ટેઢી બાંધી પાઘ, કભાય પહેરી જરકસીરે લોલ. (૨)**

**વ્હાલાજીને તોરા સોહીયે પાઘ કે, બેઉં બાજુ એ રે લોલ;**

**વ્હાલાજી તો તિબારીમાં બિરાજે, કે સહુ દરસન કરે રે લોલ. (૩)**

**એહોના દરસનથી સુખ થાય કે, દુઃખ સહું દુર ગયા રે લોલ;**

**વ્હાલાજી તો તાલી લેઈ ગવરાવે, સુજાતી સાથમાં રે લોલ. (૪)**

**વ્હાલાજી તો લટકંતા રસાલકે, જોઈ મારૂં મન ઠરે રે લોલ;**

**એહોની શોભા ઝાકઝમાલકે, હું કયા લગી કહું રે લોલ. (૫)**

**દાસી માંગે વારંવાર, માંગ્યું મુને દીજીએ રે લોલ;**

**કૃપા દ્રષ્ટિ કરી કરૂણાળુ, ચરણ સેવા દીજીયે રે લોલ. (૬)**

કોઇ એક માંડવામાં આવે છે કોઇ પાછા જઇ રહ્યાં છે. કોઇ વાતો કરી રહ્યાં છે, તો કોઇ હસી રહ્યાં છે. કોઇ ગાન કરી રહ્યાં છે. જે જોતા કોઇના આનંદ હૃદયમાં સમાતો નથી.

જીરે મહાશ્રીઓચ્છવ માંગલ્યતણો, છે સમય તે ઝેલાઝેલ, ધન્ય.
જીરે એ માંડવે માંગલ્ય પ્રભુ, પાઉધારી કર્યા રંગ રેલ, ધન્ય. ૩૮

જીરે માંડવો માંગલ્ય કરી અને, થાપ્યો અચલ સુહાગ અનુપ,
જીરે નિજ પ્રાગટ્ય અર્થે તે સદા, ઉત્સવ એ પરમાનંદરૂપ, ધન્ય. ૩૯

જીરે ભગવદીય આવે સુભાગિયાં, માંડવો જોઇ જોઇ ફૂલ ન માય, ધન્ય.
જીરે એવો મંડપ સુભાગિયો, તે ક્યાં લગી લેખું ન લખાય, ધન્ય. ૪૦

જીરે ભાગ્યરાસ સહુકો સંગે, પરવરિયાં મંડપે રાજે,
જીરે સ્વજન મંડપ સુજાતિ સમાજ શું, એવો મંડપ નીતનીત છાજે, ધન્ય. ૪૧

જીરે ગાન કરે રસ ભક્ત ત્યાં, અતિગહગહી રહ્યાં છે તેહ, ધન્ય.
જીરે કરીય શણગાર વિચિત્ર, તે સૌભાગ્યમદ ભરિયા છે જેહ, ધન્ય. ૪૨

જીરે એક આવે એક જાય છે, એકશું તે કરી રહ્યા વાત, ધન્ય.
જીરે એક હસેને એક ગાય છે, એવો આનંદ ઉર ન સમાય, ધન્ય. ૪૩

જીરે વળી ભગવદી ઘેર ઘેર થકી, કોઇ કાંઇ કોઇ કાંઇ લઇ આવે, ધન્ય.
જીરે ધોતિ ઉપરણા પામરી જેહ; તે મહાભાગ્યરાસને પહેરાવે, ધન્ય. ૪૪

વળી ઘેરઘેરથી સેવક-વૈષ્ણવો કોઇ કાંઇ કોઇ કાંઇ લઇને આવ્યાં છે, અને **સ્ત્રીજન સાડી ચોલી લેંઘા મળતી પાંતે પહેરાવી રહ્યાં છે. કોઇ પ્રગટ કોઇ ગોપ્ય રીતે ભાવશીલ જોઇ કરી રહ્યાં છે. એમ પરસ્પર પહેરામણી કરે છે.** તિલક કરી બીડા આપે છે. જે અદ્‌ભૂત અનિર્વચનીય સમય એ વખતે થઇ રહ્યોં છે એવા સૌભાગી સમયે

માંડવે પ્રાણમતી તેમજ લક્ષ્મી વહુજી મોહનભાઈજીને ત્યાં મંડપમાં આવ્યાં છે. સાથેજ ગોપદેવી અને શ્રીરોહિણી બેટીજી શ્રીમંદિરમાં રસોઇ ઘરમાં સામગ્રી સિદ્ધ કરી રહ્યાં છે. જ્યાં રસભક્તો કીર્તન ગાઇ રહ્યાં છે, ત્યાં આવીને બેઠા છે અને મોહનભાઈજીનું ઘર પોતાનું ઘર છે, એમ પ્રગટ જણાવી પધાર્યા છે.

જીરે વાગા કભાય અને ભૂષણ ઘણાં, તે લાવી પહેરાવે છે સહુય, ધન્ય.
જીરે સાડી ચોળી લહેંગા પણ તેહ, પહેરાવે સ્ત્રીજન ને બહુય, ધન્ય. ૪૫

જીરે અહીં થકી ફરીયે પહેરાવે છે, આપ આપને મલતે તેહને, ધન્ય.
જીરે કોઇ ગોપ્ય કોઇ પ્રગટ તે, છે સમાનશીલ ભાવ જેહને, ધન્ય. ૪૬

જીરે પહેરે પહેરાવે પરસ્પરે, કરે તિલક બીડાં ધરી હાથ, ધન્ય.
જીરે અદ્ભૂત સમય તે થઇ રહ્યો, અતિ અનિર્વચનીય એ વાત, ધન્ય. ૪૭

જીરે એણે સમય અહીં આવીયાં, પ્રાણપતિ શ્રીલક્ષ્મી વહુય, ધન્ય
જીરે ગોપદેવી ને રોહીણી બેટી; ધર્યા કનિયા અક્ષત સહુઅ, ધન્ય. ૪૮

જીરે તે માટે એ વહુ આવીઆં, અતિ ફૂલ્યાં અંગ ન માય, ધન્ય
જીરે મળી બેઠાં સર્વ સમાજમાં, જહાં રસભક્ત સહુ મલી ગાય. ધન્ય. ૪૯

અને શ્રીમહાપ્રભુજી શ્રીગોકુલેશજીના પ્રાગટ્ય સમયના ધોળ ઉમંગી ઉમંગી આનંદભર્યા ગાઇ રહ્યાં છે.

**શ્રીગોકુલનાથ પ્રાગટય થયા રે આયો મહાઓચ્છવ,**

**મારા તનના તાપ ગયા રે, આયો. ૧**

**સખીઓ સર્વે મલીને ઘેર આવો રે આયો મહાઓચ્છવ,**

**મોતીના ચોક પુરાવો રે, આયો. ૨**

**કંકુના હાથા દેવરાવો રે આયો,**

**મંગલ કલશ ભરાવો રે, આયો. ૩**

**કંદલીના ખંભ રોપાવો રે આયો,**

**તરિયા તોરણ બંધાવો રે, આયો. ૪**

**શ્રીગોકુલનાથ પ્રાગટય થયા રે આયો મહાઓચ્છવ,**

મહામાંગલ્ય પ્રાગટ્યના દિવસે સૌ સોહાગભર્યા એકમય થઇ સ્ત્રીજનો ત્યાં બેઠા છે તેમના લલાટમાં કુમકુમના શ્રીદંડાકાર તિલક કરી પગ પીલી મસ્તકમાં ફૂલેલ ભરી રહ્યાં છે. અને સાડી, ચોલીઓ ઓઢાડી તેમજ સામગ્રી સિદ્ધ કરી પકવાન આપ્યા તે હસી મજાક કરતા પ્રેમથી આરોગી રહ્યાં છે. આમ મહામાંગલ્ય મહોત્સવે સર્વેને મહાઉત્સાહ થઇ રહ્યો છે.

જીરે ઘરવટ નિપટ જણાવીને, આવ્યાં માંગલ્ય તણીલહી પેર, ધન્ય
જીરે મહાપ્રભુને ન્હવરાવે છે, લડાવી લડાવી રસભેર. ધન્ય. ૫૦

જીરે સહુકોઈ સ્ત્રીજન તેમ બેઠાં અતી દીનત્વ સહિત સોહાગે. ધન્ય
જીરે મહાપ્રાગટય માંગલ્ય તણે. સહુ કોઈ એકે અનુરાગે. ધન્ય. ૫૧

જીરે પછી તેહોને તિલક કર્યો, તે લલાટ કંકુ રંગરોલ. ધન્ય
જીરે પગ પીરી વલતાં ફુલેલ તે, ભર્યા મસ્તકે ઝાકમઝોલ. ધન્ય. ૫૨

જીરે સાડીઓ વળતી પહેરાવીતે, લેવરાવ્યા મેવા પકવાના. ધન્ય
જીરે હસી હસી લે અતિ પ્રેમશું, કરે વિનોદ હાસ્યરસપાન. ધન્ય. ૫૩

આમ પછી સૌ શ્રીમંદિર, તેમજ ઘેર ઘેર જઇ આ પ્રમાણે આનંદરસ લઇ રહ્યાં છે. શ્રીમંદિર અતિશોભાયમાન થઇ રહી છે. દીપમાલ ઝળહળી રહ્યાં છે, અને મહા-આનંદ રસના પૂર ત્યાં વહી રહ્યાં છે. હવે અંતરંગ સેવકો ઘેર ઘેરથી શ્રીમુખ નિરખવા માંગલ્ય શ્રીમંદિરે જઇ રહ્યા છે.

**આજ અચાનક આનંદરૂપી ઉદય થયો છે ભાણજો.**

**મારે મંદિરે પધાર્યા શ્રીગોકુલનાથજી.**

અને સૌભાગ્યના મદ ભરેલા સેવક-વૈષ્ણવ-ભગવદીઓના હૃદયમાં આનંદ સમાતો નથી. શ્રીમંદિરમાં રસ્તામાં, સર્વ ગલીઓમાં ભીડ સમાતી નથી, અને ચાલવા માટે રસ્તો પણ થતો નથી. એટલામાં ભક્તો શ્રીમંદિરમાં ગયા છે. તેમજ તેઓ જેમ તેમ કરતાં શ્રીમંદિરે પહોંચ્યાં પરંતુ અહીં ઘણી જ ભીડ છે કે તલ પડવાની પણ જગ્યા નથી. છતાં પ્રિય પ્રભુની સમક્ષ જઈ ઊભા રહ્યાં.

જીરે એણી પેરે હોય એ સમે, મહા ઉત્સાહ આનંદ રસ રંગ, ધન્ય
જીરે મહામાંગલ્ય શ્રી ઉત્સવે હોએ, સદા સર્વદા એહ પ્રકાર; ધન્ય. ૫૪

જીરે અહીંથી પોહોંચી વળતાં સઘળે, હવેલીમાં ઘેર ઘેર જાય, ધન્ય
જીરે ત્યાં પણ હોય છે એણી પેરે, તે પરસ્પર ફૂલ ન માય, ધન્ય. ૫૫

જીરે શોભા સુભગ હવેલીએ, દીસે ઝળહળ ચીત્ર વિચિત્ર, ધન્ય
જીરે મહારસ આનંદ ઉઝલી, વહી ચાલ્યાં પૂર વિચિત્ર, ધન્ય. ૫૬

જીરે ઘેરઘેરથી આવી ભક્ત જે, જઈ મંદિર નીરખવા નાહ
જીરે સૌભાગ મદ ઉન્મત્ત થકા, રસ ભર આનંદ ઉરમાંઝ, ધન્ય. ૫૭

જીરે પેંડે ને સર્વત્ર ગલીઓમાં, મારગ નહીં તલવાર, ધન્ય
જીરે ચાલવા પેંડો ન પામીયે, એમ સંભ્રમ અલેખે અપાર, ધન્ય. ૫૮

અને મહાનાયક શ્રીગોકુલેશવર સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ સુંદરવર અનિર્વચનીય સુખ નિજ-સૃષ્ટિને આપી રહ્યાં છે. નાઈ દીપદંડ લઈને ઊભા છે, તેમાંથી અઢળક પ્રકાશ વહી ચાલે છે. આમ સંપૂર્ણ શ્રીમંદિર ઝાકઝમાળ થઈ રહ્યું છે. શ્રીગોકુલેશ પ્રભુ ગાદી તકીયે બિરાજી રહ્યાં છે. ચારે બાજુ ભક્ત વૃંદ

ઊભા થઇ રસિયા-રસનાયક શ્રીગોકુલેશ પ્રભુને નિહાળી રહ્યાં છે. **અંબોડલો લટકતો રાખ્યો છે. જે ભોંય સુધી તેના શ્રીકેશ ચારે બાજુ ફેલાઇ અનુપમ શોભા આપી રહ્યાં છે. કારણ શ્રીગોકુલેશ પ્રભુના કેશરાષી ખૂબજ લાંબી અને કાલા ભમ્મર પાતળા હતા.** વિશાલ લલાટ-પ્રદેશ પર અતિશાસ્ત્રોક્ત સુંદર-સુકોમલ શ્રીદંડાકાર તિલક બિરાજી રહ્યું કે જે ભક્તોના ભાગ્યનું ભાગ્યવર્ધક છે. ભૃકુટિ વિશાલ છે, તેમજ નયનોથી ભક્તોના મનડા મોહી રહ્યાં છે. અને **નયનો રતિ ઉપજાવી ભક્તોના હૃદયના કામને ઉત્પન્ન કરતા હોય તેમ દેખાય છે.**

જીરે એવામાં કયેમે કયેમે કરી, જઈ પહોંચિયા મંદિર માંહ્ય ધન્ય
જીરે અહીં પણ સૃષ્ટિ અપરમિત, ઠોર નહિ તલ પડવા ત્યાંય, ધન્ય. ૫૯

જીરે એવા સંભ્રમમાં જઈને રહ્યા ઉભા તે પિયસન્મુખ, ધન્ય
જીરે મહા નાયક સુંદરવર, આપ્યાં અનિર્વચનીય સદ્ય સુખ. ધન્ય. ૬૦

જીરે દીપદંડ નાપિક લેઈ ઉભા, તેહતણી જ્યોતિ રસાલ; ધન્ય
જીરે સંપૂર્ણ મંદિરમાંહે, થઈ રહ્યું છે ઝાક ઝમાળ, ધન્ય. ૬૧

જીરે ગાદીમૂઢે રસિકવર રાજે, ભાંતિ રસિલી રસાલ; ધન્ય
જીરે રહ્યાં રસભક્ત ચહુંદિશે, અવિલોકે તે રસીયાં રસાલ. ધન્ય. ૬૨

જીરે શીશે લપેટયો લપેટણો, ભ્રોંહ પર આવી રહ્યો લસીય; ધન્ય
જીરે કુંતલ ચિકુર સચિકણા, રહ્યા ચહુંફેર ફરતા ખસીય. ધન્ય. ૬૩

જીરે ભાગ્ય સુહાગ તિલકરેખા, ભક્ત ભાગ્ય માંગલ્ય ફલ રાજ; ધન્ય
જીરે ભ્રકુટિ કુટિલ પરસી રહી, પ્રિયા મન વશીકરણ એ કાજ. ધન્ય. ૬૪

જીરે નયનાર્વિંદ અવિલોકતાં, ઉભયતા તે રસ ઉપજાવે; ધન્ય
જીરે સિંચન કરી રતિ અંકુર, તે પ્રણય સહિય પ્રગટાવે. ધન્ય. ૬૫

શ્રીકર્ણસ્થલ, ગલ્લસ્થલ રસભર્યો ઝળહળી રહ્યોં છે. અને નાસિકાનું રૂપ અનુપમ સોહાય છે. જે અતિ આનંદના અનુભવો કરાવે છે. **શ્રીમુખારવિંદ અતિ પ્રસન્ન રસભર્યુ પ્રફુલ્લિત સોહાય છે. અને ભક્તવૃંદરૂપી ભમરાઓ તેમાંથી રસપાન કરી રહ્યાં છે. શ્રીમુખારવિંદથી મધુર હાસ્ય વચનામૃતનું પાન ભક્તો કરી રહ્યા છે અને શ્રીગોકુલેશ પ્રભુ રૂચી થતાં બીડું આરોગે છે. ત્યારે રસિકવર જે કોમળ વચન ઉચ્ચારી રહ્યાં છે તે વખતે શ્રીમુખમાંથી બીડાની સુગંધ સર્વ જગ્યાએ ફેલાય છે. અધરબીંબ અરૂણોદયની શોભા આપી રહ્યાં છે. બન્ને બાજુ રસના પ્રવાહ વહી ચાલ્યા છે અને એ રસમાં જે ડૂબે છે તે બહાર આવી શક્તો નથી.**

જીરે શ્રવણ ગલસ્થલ ઝલહલે, રસભરિ આવ્યા ઉઝલાય; ધન્ય
જીરે નાસિકા નિરૂપણ નીરખતાં, અનુભવ અગાધ અતિશય થાય. ધન્ય. ૬૬

જીરે પરમ પ્રસન્ન અતિરસ ભર્યો, પ્રફુલિત આનન અરવિંદ; ધન્ય
જીરે મકરંદ રદછંદ રસે કરી, કરે પાન ભક્ત અલિ વૃંદ. ધન્ય. ૬૭

જીરે કવણિત મધુર કલરવ વયણે, રસના રસપાન કરાવે; ધન્ય
જીરે હાસ્ય પરમ મંજુલ કરી, પલ્લવિત કુસુમિત ફલ ભાવે. ધન્ય. ૬૮

જીરે આરોગે બીડા અનુરાગસું, ત્રિયા હિત રસિક વરરાય; ધન્ય
જીરે સહજ વચન ઉચ્ચારતા, શ્રીમુખ મકરંદ ફેલાય. ધન્ય. ૬૯

અને ચિબુક અધરબિંબની નિકટ જાણે વિશ્રમનું શરણ સ્થલ છે, તે શરણે આવવા સંકેત કરી રહ્યો છે. આવું રસોમઇ શ્રીમુખ ઉપર આનંદ સાગરના રસના તરંગ ઉઠી રહ્યાં છે.

**આનંદસાગર ઉલટયો સખી આજ મહારે મનમાંહ્ય રે,**
**અંગોઅંગ ફૂલ્યાં અતિ ઘણાં સખી કહ્યાં તે કો'નાં નવ જાય રે;**

અને રસિક ભક્તજનોનું પોષણ કરી રહ્યાં છે. આવું અલૌકિક અનિર્વચનીય સુખનું દાન ભક્તોને થઇ રહ્યું છ. ગ્રીવા અનુપમ ગહેરી શોભાયમાન છે, અને તુલસી માલા જે અહર્નિસ શ્રીપ્રભુ સંગ કરી રહી છે જે શ્રીપ્રભુના વક્ષ:સ્થળ ઉપર શોભી રહી છે. પ્રિયના સંગથી માલાજીને રંગના તરંગ ઉઠે છે. જ્યારે મુક્તા-માલા અને ગુંજા-માલા તેની આસપાસ ભક્તોના ભાવના હૃદયમાં જે તરંગો થઇ રહ્યા છે તેની જાણે રક્ષા કરી રહ્યાં છે. વક્ષ:સ્થલ પર કુંચ જાણે રસના કુંભ ભરેલા દેખાય છે જે જોઇ પ્રિયાના મન લલચાઇ રહ્યાં છે. અને ગાઢ આલિંગન કરવા મન આકુળ વ્યાકુળ થાય છે.

જીરે અધર અરુણ અતિ રસ છેલી, બેહુ ઓર પ્રગટયો પ્રવાહ; ધન્ય
જીરે એ રસપૂરમાં જે પડે, તે પામે નહિ કાંઈ થાહ. ધન્ય. ૭૦

જીરે ચિબુક નિકટ સ્થલ કરી, રાખ્યો વિશ્રામતણો સુખહેત; ધન્ય
જીરે પૂરપ્રવાહમાં જે પંડયા, તેહના અવિલંબનને સંકેત, ધન્ય. ૭૧

જીરે શ્રીમુખ એવું રસોમયી, ઉઠે રસ-આનંદના તરંગ; ધન્ય
જીરે અનિર્વચનીય એ સમે સહુ, પોષ્યા રસિક ભક્ત તણાં અંગ. ધન્ય. ૭૨

જીરે ગ્રીવા તે નિરૂપમ ગુણ ગહેરી, જે માલા તુલસીસું અહર્નિશ સંગ; ધન્ય
જીરે વૃક્ષ:સ્થલ ઉપર રાખી, સ્પર્શી ઉર પ્રિયા અંતરંગ. ધન્ય. ૭૩

જીરે મુક્તા મણિ ગુંજામાલ, એને આસ પાસ આલબાલ; ધન્ય
જીરે ભક્તભાવ રક્ષા-અર્થે, હૃદયાભ્યંતર જે રસાલ. ધન્ય. ૭૪

જીરે કુચકુંભ તે એ રસે ભર્યા, તે જોઈ પ્રિયા મન લલચાય; ધન્ય
જીરે ગાઢ આલિંગન લેવાને, અતિશય વ્યાકુલ ચિત્ત થાય. ધન્ય. ૭૫

ઉદર જાણે ધીર ગંભીર રસનો સમુદ્ર જેવો દેખાય છે અને નાભીરૂપ જળમાં જે વમળ થાય છે તેમ દેખાય છે. ભુજાજી વિશાળ રસભર્યા છે. અને પ્રિયના સ્નેહભાવને પોષણકર્તા છે. અંગુલીદલ જાણે દ્રુમવેલી સમાન લાગી રહી છે અને ઉપર મુદ્રિકાઓના નંગ લાલ, પીળા, લીલા રંગના પુષ્પો ઉગ્યા હોય તેવા લાગે છે. જે નંગ જડ્યા છે તે ભક્તોના રસદાય ભાવનાનું ફળ છે. અને કેશરી રંગની ધોતી બાલિકાઓએ રંગી સિદ્ધ કરી છે. એ જે ઉપરણો બાંધ્યો તે લલાટ પ્રદેશ પર સરકી રહ્યોં છે. એનું રસોમઇ સ્વરૂપ અંગે અંગોમાં રસભર્યું સોહાય છે.

જીરે ઉદર ઉદધિ રૂપરસે ભર્યા, ગહેરો અથાહ જલ ગંભીર; ધન્ય
જીરે નાભિ ભમર જોઈ પ્રિયા મન, પડીયાં જે જે અતિ ધીર. ધન્ય. ૭૬

જીરે બહુ વિશાળ વિસ્તીર્ણ, પ્રિયારસ પોષ્યા ભર સ્નેહ; ધન્ય
જીરે અંકુરી પ્રાણ પલ્લવ તેણે, દિશે પ્રગટ નિરૂપમ જેહ. ધન્ય. ૭૭

જીરે મુદ્રિકા દીસે પ્રગટ પુષ્પ, પીત હરિત આરક્ત ને સ્વેત; ધન્ય
જીરે સહુ જડિત નંગ જેહ, ભક્તભાવ એ ફલ રસ હેત. ધન્ય. ૭૮

જીરે રંગ અનુરાગે રંગી ધોતી, જે સીંગારી રસીલી રસાલ; ધન્ય
જીરે ઉપરણો શીશે લપેટીયો, કહ્યો પહેલો જે ધસી રહ્યો ભાલ. ધન્ય. ૭૯

જેનાં રસનું આચ્છાદાન કરવા ઉપર કભાય પહેરી છે જે કભાયની શોભા ચકમક થઇ રહી છે, કે દષ્ટિ ત્યાંથી દૂર જતી નથી. અને ઠંડકથી સુખ મેળવવા આત્મસુખ કોમળ સુખદ ધરી છે. આમ મહા-રસનાયક શ્રીગોકુલેશ પ્રભુ રાત્રીના સમયે સકલ ગુણ સંપન્ન કરી ત્યાં બિરાજી રહ્યાં છે અને ભક્તના ભાવ પ્રમાણે મનોરથ પૂરણ કરી રહ્યાં છે.

**સહુ રસિક સમાજને વિનવું એ તમો સાંભલજો સહુ સાથ ।। સ્વરૂપ રસ અનુભવીએ ।।**

**જીરે માન માગું તમ પાસથીએ, કરી કરૂણા કરજો સનાથ ।। સ્વરૂપ રસ ।। ૧**

એટલેજ શ્રીગોકુલેશ પ્રભુજીનું એક નામ છે **ભક્તમનોરથ પૂરકાય નમઃ**. જેનું સાર્થકતા આ પ્રસંગ દ્વારા સરલતાથી દૃષ્ટિમાન થાય છે. એનો અનુભવ ક્યાં સુધી કહીં શકીએ ! જેનો ક્ષણે ક્ષણ ભાવ વધતો જાય છે.

જીરે એવું રૂપ રસોમયી, રાજે અતિરસ ભર્યું અંગ અંગ; ધન્ય
જીરે રસ આચ્છદાન કરવાને, પહેરી કભાય શ્રી અંગ સંગ. ધન્ય. ૮૦

જીરે કભાય ચાક્ષચક્ષ ચમકતી, જોતાં દ્રષ્ટિ તે નવ ઠહરાય; ધન્ય
જીરે આત્મસુખદ જે સુખદ ઘણું, કોમળ વિચિત્ર સુખદાય. ધન્ય. ૮૧

જીરે મહારસનાયક એ રીતે, રસસરવરી સમય બિરાજ; ધન્ય
જીરે મહોદર ચરિત્રવાન એ, સકલ ગુણસંપન્ન છાજે, ધન્ય. ૮૨

જીરે દાન કરે મન મોદસું, મનઈચ્છીત માંગલ્યરૂપ; ધન્ય
જીરે ક્યાં લગી કહી શકીયે તેહ, જે ક્ષણ ક્ષણ ભાવ અનુપ. ધન્ય. ૮૩

આવા અગાધ અલૌકિક સમયે અનુભવીઓના રસનું પોષણ કરતા શ્રીપ્રભુ સેવક-સમાજ સહિત પ્રફુલ્લિત વદને બિરાજી રહ્યાં છે. આ સમયે ગુણીજનો સદાના નેગ બાંધ્યા તે મુજબ લેવા માટે આવ્યા તેમજ મથુરા વૃંદાવનના નૃત્યકારો પણ આવ્યા. તેઓ ત્યાં ફરતા નૃત્ય કરતા પોત પોતાના ગુણ ચરિત્રો બતાવી રહ્યાં છે.

**હાંરે આજે જનમ રે જન્મદિવસ છે રે હેલી, શણગાર સજુ સહું પહેલી. ૧**

**હાંરે મારે જાઊં રે શ્રીવિઠ્ઠલજીને દ્વારે, ત્યાં તો ભક્તની ભીડ અપાર. ૨**

**હાંરે વાજે વાજે રે તાલ ને ઝાંઝ મૃદંગ, વળી વાગે છે માંગલી ચંગ. ૩**

**હાંરે વાજે વાજે રે ઢોલ દમામા ને ભેરી, મોટી નોબત ઘૂમે છે ઘેરી. ૪**

**હાંરે ત્યાંતો નૃત્ય રે, નૃત્ય કરે નરનારી, આભૂષણ શોભે છે ભારી. ૫**

**હાંરે નારી નારી રે ધોળે ગાયે ગુજરાતી, ફૂલી ફરતી ને અંગ ન સમાતી. ૬**

તેઓને અનુપમ અનિર્વચનીય ઉત્સાહ થઇ રહ્યોં છે જે લખી શકાય તેમ નથી. આમ મહા ઉદારરાય શિરોમણી શ્રીગોકુલેશ પ્રભુએ સર્વ સેવક-સમાજને સુખ આપ્યું. હે છેલ્લી વાર બીડી આવી તે તરત આરોગી, કારણ હવે પોઢી પ્રાતઃકાલે વહેલા ઉઠવું છે. અને તેલ સજ્યાએ પધારી સર્વ વસ્ત્ર કાઢી એકલી ધોતી ઉપરણો પહેરી નિત્યની જેમ શ્રીઅંગે તેલ લગાડ્યું. જે છબી અનુપમ દીસે છે.

જીરે સમય એવો એ અગાધ છે, અનુભવૈક-વેદ્ય રસ રાસ; ધન્ય
જીરે સભા સહિત રાજે પ્રભુ, પ્રમુદિત મન અતિઉલ્લાસ. ધન્ય. ૮૪

જીરે એ સમય ગુણી બહુ આવીયા, જેના સદા નેગ છે તેહ; ધન્ય
જીરે મથુરા ને વૃંદાવન તણા, નર્તકારી ગાયક છે તેહ. ધન્ય. ૮૫

જીરે ગુણ તે પ્રગટ આપ આપણો, કરે ઓસરાઓસરી ફરતા; ધન્ય
જીરે મહાપ્રભુ સુણી એહાં તણાં, કર્યાં સનમાન તે શોભા ધરતા. ધન્ય. ૮૬

જીરે એહોને સ્થળ તે અપાવીયાં, પછી મહાપ્રસાદ પકવાન; ધન્ય
જીરે કર્યા આદર બહુ પેરસું, એવા એ મહા ભાગ્યવાન. ધન્ય. ૮૭

જીરે ભગવદી ઠામઠામ થકી કરે, કીર્તન ધોળ તે ગાન; ધન્ય
જીરે વાદ્ય સહિત તે સહુકો મળી, ગાયે મંગલ પરમ નિધાન. ધન્ય. ૮૮

જીરે અનિર્વચનીય ઉત્સાહ સહુને, તે કહ્યો કેમ જાય અપાર; ધન્ય
જીરે એણીપેરે સર્વ સમાજને, સુખ આપીયાં મહોદર. ધન્ય. ૮૯

જીરે એ સમે બીડી છેલ્લીય, આવી આરોગ્યા સદ્ય તેણી વાર; ધન્ય
જીરે પ્રાતઃકાળ ઉઠવું વેગે, તે સમે ઉઠયા પ્રાણ આધાર. ધન્ય. ૯૦

જીરે તેલસજ્યાએ પધારીયા, તે નિત્યતણી જેમ રીત; ધન્ય
જીરે વસ્ત્ર મૂક્યાં ધોતી ધરી, તેણે કરી છબિ શ્રીઅંગ અમિત. ધન્ય. ૯૧

હવે વ્હાલો સેજ પર પોઢ્યા છે, સેવકો શ્રીઅંગ મર્દન કરી રહ્યાં છે. અને ભક્તો ચારે બાજુ ઘેરી રહ્યાં છે. શ્રીગોકુલેશજીને ઘણું જ સુખ થાય છે. તે વખતે ઘણા જ પ્રકારના પ્રસંગો ચાલી રહ્યાં છે. અને વ્હાલો તેમના ભાવનું પોષણ કરી રહ્યાં છે. મહાનાયક શ્રીગોકુલેશજી ચંચલ ચતુર રસનાયક મારા શ્રીપ્રભુને આસપાસ ઉભેલા રસિકજનો નિહાળી રહ્યાં છે. હવે શ્રીઅંગે તેલ લગાવી સેજ પર પરમકૃપાલુ બિરાજી રહ્યાં છે. એ સુખ પ્રસંગ ઘણો જ અગાધ છે. તેનું ક્યાં સુધી વર્ણન કરીશું!

જીરે ભક્તસમાજ સહુ ઘેરે, વહાલો પોઢિયા સેજ સોહાય; ધન્ય
જીરે સેવકમલી મર્દન કરે, જેમ જેમ પ્રિયને અતિ સુખ થાય. ધન્ય. ૯૨

જીરે એણે સમય પ્રસંગ તે, ચાલે છે નિત્ય અનેક; ધન્ય
જીરે ભાવ પોષક રસવર્ધકને, એ ઉભયતા રસને વિષેક. ધન્ય. ૯૩

જીરે મહારસ નાયક રસોમયી, ચંચલ ચતુર એ મારો નાથ; ધન્ય
જીરે અવિલોકે છે આતુર થકા, આસપાસ રસિક જન સાથ. ધન્ય. ૯૪

જીરે એ સમે સુખ અગાધ તે, ક્યાં લગી કહીયે રસાળ; ધન્ય
જીરે તેલાભ્યંગ કરાવીને, સેજે બેઠા થયા કરુણાળ. ધન્ય. ૯૫

સુખનિધિ રસનાયક શ્રીપ્રભુએ અધરરસનું દાન કર્યું અને વિચિત્ર પાઘ ધરી રસભાવ પોષણ કર્યા. આંગણની શોભા અદ્‌ભૂત લાગે છે. અને સામે દીપક ઝળહળી રહ્યાં છે. અને શ્રીમુખ રસરૂપ સોહાય છે. હવે સેજ પરથી ડગમગતા મુસકાતા બહુ જ રસવૃષ્ટિ કરતા શ્રીપ્રભુ સર્વ સૃષ્ટિ પર રસની વૃષ્ટિ કરી શિતલ કરે છે.

જીરે અધર દાનરસ ભક્તને, કરીયું સુખનિધિ સુખરૂપ; ધન્ય
જીરે પાઘ વિચિત્ર સુધારીને, રસભાવ ઉદ્દબોધ અનુપ. ધન્ય. ૯૬

જીરે અંગનાગણ ઘેરેશોભા, લાગે અદ્દભુત મહા વરેન્દ્ર; ધન્ય
જીરે દીપકજ્યોતિ સન્મુખ સોહે, રસરૂપએ શ્રીમુખચંદ. ધન્ય. ૯૭

જીરે સેજથી ઉઠયા રગમગ્યા, રસમસિયા છબિસુ પધારે; ધન્ય
જીરે ડગમગતા મુસકની કરતા, એવા નિરખી ભક્ત સહુ ઓવારે. ધન્ય. ૯૮

જીરે લટકતા અટકતા મટકતા, રસવૃષ્ટિ કરતા બહુ પેર; ધન્ય
જીરે સૃષ્ટિને સીંચી શીતળ કરી, રસકીરણ તરંગોની લ્હેર. ધન્ય. ૯૯

ભક્તો જય જયકાર નિખરતા હરખતા કરી રહ્યાં છે. અને સૌ નરનારી પ્રભુ પર સર્વસ્વ ઓવારી રહ્યાં. આમ શ્રીગોકુલપતિ પધારી રહ્યાં છે. તેની શોભાનો પાર નથી.

જીરે જે જે કાર ઉદ્દ્ઘોષને, કરે સકળ ભક્ત નરનાર; ધન્ય
જીરે પધાર્યા શ્રીગોકુલપતિ, એહોની શોભા તણો નહિ પાર. ધન્ય. ૧૦૦

જીરે મનોરથ મોહનભાઈનો, પૂરણ કરે શ્રીગોકુલનાથ; ધન્ય
જીરે પૂરણ કરે, શ્રીવલ્લભલાલ. ધન્ય. ૧૦૧

શ્રીરસનાયક સર્વદા સેવ્ય ભક્તમનોરથ પૂરક શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણે જે અનિર્વચનીય સુખ ભક્તોને અર્થે મોહનભાઈજીની વિનંતીના મિસ કરી છઠની રાતનું આ વર્ણન ક્યાં સુધી લખીએ !

આપ સર્વે શ્રીગોકુલેશ ચરણ શરણાનુરાગી સેવક-સમાજને આજના છઠની રાતની જે ધન્યતા છે, એટલેજ ભક્તો આ દિવસની રાતને ધન ધન છઠની રાતની અનેકાનેક વધાઇ, સાથેજ આવતી કાલે **આપણા સૌના પ્રાણપ્યારા સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુના મહોત્સવની વધાઇ.**

સંકલન :- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ), દાસ ગોપાલ જૈ જે શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# સખી ભાગ્યરાસે મહાઓચ્છવ કીધો રે

સખી ભાગ્યરાસે મહાઓચ્છવ કીધો રે, મહાપ્રભુજીએ માનીને લીધો રે

અંતરંગના મનોરથ સીધા ।। સખી ।। ૧

સ્વરૂપાનુભવ ગ્રંથ લખી દીધો રે, અંગીકૃત સૃષ્ટિએ રસ પીધો રે

પુષ્ટ પુષ્ટિનો અર્થ સીધો રે ।। સખી ।। ૨

મોહનવર ગોકુલપતિ સંગે રે, તાહાં ભક્ત રહ્યા છે રંગે રે

તે તો લીલા કરે છે ઉમંગે ।। સખી ।। ૩

માગસીર સુદી સપ્તમી રસપાગી રે, પહેલી છઠ્ઠ આવી તે સોહાગી રે

અષ્ટમી નવરંગ અનુરાગી ।। સખી ।। ૪

શ્રીમુખે કહ્યું છે જેહવો રે, એહોએ કરી દેખાડયો તેહવો રે

જેહોથી જે બની આવ્યો એહવો ।। સખી ।। ૫

સોહાગીએ સોહાગી કીધા રે મહારસનાં દાન તે દીધાં રે

તે તો લીલામાહી સહુ સીધ્યા ।। સખી ।। ૬

ભગવદી સહુ સંગે કરીઆ રે, મનક્રમવચ કરી અનુસરીયા રે

પ્રભુની મનવૃત લેઈ પરવરીઆ ।। સખી ।। ૭

ભોગ સામગ્રીનો પાર ન પાઈએ રે, વાધે ગ્રંથ તે ક્યાંહાં લગી કહીએ રે

તે તો પ્રસંગ દ્વારા સહુ લહીએ ।। સખી ।। ૮

સેવા ચરણ કમલની આપી રે, આપ સમાન કરીને સ્થાપી રે

ચારે દિશામાં રહી છે વ્યાપી ।। સખી ।।૯

પુષ્ટ પુષ્ટ સ્વરૂપ ઉર લીજે રે, સ્નેહ વિરહ ભાવે સેવા કીજે રે

રસનિધિનો અધર રસ પીજે ।। સખી ।। ૧૦

પુષ્ટ પુષ્ટ મારગ પ્રગટાવ્યો રે, જેનું જેહવું વરણ તેહવો ભાવ્યો રે

તે તો ચાર પ્રકારે સોહાવ્યો ।। સખી ।। ૧૧

અતિ અગાધ્ય વાત કેમ જાણું રે, જીવ તુચ્છ બુધ્ધે શું વખાણું રે

મહેદ ભક્તની કૃપાએ ઉરમાહાં આણું ।। સખી ।। ૧૨

જેહને અનુભવ નથી તેહને કીજે રે, ગોકુલભાઈજી ના ગ્રંથ માની લીજે રે

તેહમાંથી સ્વરૂપ ઉર લીજે ।। સખી ।। ૧૩

સખી અન્ય સંબંધથી બચીએ રે, એતો હૃદય રાખવું કરી સચીયે રે

અલૌકિક પદારથમાં રચીએ ।। સખી ।। ૧૪

મહા પ્રભુજી વિનતી માની લીજે રે, દાસી જાણીને કરૂણા કીજે રે

પ્રેમે રસિક સ્વરૂપ દાન દીજે ।। સખી ।। ૧૫

જગજીવન પ્રભુ તમો જાણું રે, કૃપાશક્તિની કૃપાએ ઉંર આણું રે

વલ્લભદાસની કા'ન પ્રમાણ ।। સખી ।। ૧૬

## સબ ઉત્સવકો ઉત્સવ આયો

સબ ઉત્સવ કો ઉત્સવ આયો;
અતિ પ્રફુલ્લિત આનંદ મગન મન છિનુ છિનુ બઢત સવાયો. ૧

નરનારી પાટંબર અંબર બહુતે ઢેર લગાયો;
નિરમોલિક આભૂષન લે લે પ્રાન પ્રિય પહેરાયો. ૨

કાહુ કછુ અભિલાષ ન રાખ્યો, જો જાકે મન ભાયો;
આરતિ કરિ કરિ નિરખિ નિરખિ મુખ સબહિન હિયો સિરાયો. ૩

બરસ ઘોંસલોં ઘર ઘર મંગલ, મંગલ સાજ બનાયો;
વૃંદાવન મનોરથ પૂરન કરિ વલ્લભ લાડ લડાયો. ૪

# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણની શ્રીમદ્ ગોકુલની શ્રીબૈઠકનું ચરિત્ર

*હવે શ્રીગોકુલનાથજીની બૈઠક શ્રીમદ્ ગોકુલમાં શ્રીગોકુલનાથજીના મંદિરમાં છે, ત્યાં આપ બિરાજતા. એક સમયે શ્રીગોકુલનાથજી શ્રીગુસાંઇજીની પાસે પધારે છે, ત્યારે આપશ્રીએ પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત શ્રીગુસાંઇજીને પૂછ્યો ત્યારે શ્રીગુસાંઇજીએ પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત કહ્યો, જે સાંભળી શ્રીગોકુલનાથજી પોતાની શ્રીબૈઠકમાં પધારે છે. અને પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતનો વિચાર કરતાં હતા, ત્યારે કલ્યાણભટ્ટે આવીને સાષ્ટાંગ દંડવત્ કરી. આપશ્રીતો રસમાં મગ્ન હતા, તેથી કાંઇ પણ બોલ્યા નહીં. અને ચાર ઘડી પછી કલ્યાણભટ્ટની ઉપર દષ્ટિ કરી. ત્યારે આપશ્રીએ પુછ્યું કે ક્યારે આવ્યો? ત્યારે ફરી કલ્યાણભટ્ટે સાષ્ટાંગ દંડવત્ કરી અને વિનંતી કરી કે મહારાજ,મને તો આવે ચાર ઘડી વિતી ગઇ. ત્યારે આપશ્રીએ આજ્ઞા કરી કે હું આજે શ્રીગુસાંઇજીની પાસે ગયો હતો, અને આપણા પુષ્ટિમાર્ગના સિદ્ધાંત કહ્યોં, જે પુષ્ટિમાર્ગની રીતિતો મહા કઠીન છે, કશું બની શકે નહીં. ત્યારે કલ્યાણભટ્ટે વિનંતી કરી કે મહારાજ, કૃપા કરીને અમને કશું કહો. ત્યારે આપશ્રીએ કલ્યાણભટ્ટ પર કૃપા કરી સગરો સિદ્ધાંત કહ્યો, જે સગળું ૨૪ વચનામૃતમાં લખ્યો છે. આ ચરિત્ર શ્રીગોકુલનાથજીએ શ્રીમદ્ ગોકુલની શ્રીબૈઠકમાં પ્રગટ કરી. ઇતિ શ્રીગોકુલનાથજીની શ્રીમદ્ ગોકુલની શ્રીબૈઠકનું ચરિત્ર સંપૂર્ણ ।। ૧ ।।*

# ।। શ્રીબૈઠકનું આધિદૈવિક સ્વરૂપ ।।

આ અલૌકિક શ્રીબૈઠકમાં સર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથજી નિત્ય બિરાજી રહ્યાં છે. આપશ્રીએ આ શ્રીબૈઠકમાં અનેક વચનામૃત પ્રગટ કર્યાં છે, હાસ્યામૃત, પણ અહીં જ પ્રગટ થયાં છે. સાથેજ ૮૪, ૨૫૨ વૈષ્ણવોની વાર્તા પ્રથમ આપશ્રીએ આજ શ્રીબૈઠકમાંથી સર્વે સેવક-સમાજને સંભળાવ્યાં છે. એવી શ્રીબૈઠકમાં આપશ્રી આજે પણ નિત્યરૂપે બિરાજમાન છો.

ભક્તના ભાગ્ય માટે ભક્તના અવ્યક્ત ભાવનું આ શ્રીગોકુલનાથજીનું મંદિર અને શ્રીબૈઠકજી રસરૂપ, સંયોગરૂપનું સદન છે. ભક્તનો વિલંબ ટાળવા અર્થે નવીન સ્નેહરૂપ આ ભુવન છે. વૈકુંઠ પણ જેની તોલે ન આવે એવું પરમકૃપાનું આ ધામ છે, જે સ્વયં શ્રીગોકુલેશ પ્રભુએ સિદ્ધ કરાવ્યું છે. **શ્રીગોકુલ ધણી શ્રીવલ્લભવરે આ શ્રીમંદિરમાં પોતાની અલૌકિક શ્રીબૈઠકજી સિદ્ધ કરાવી, જે આજે આધિદૈવિક સ્વરૂપે શ્રીગોકુલેશ ચરણશરણાનુરાગી ભાગ્યવાન સેવક-વૈષ્ણવોને દર્શન આપે છે. વર્તમાન શ્રીચર્તુથપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી) શ્રીબૈઠકનું અલૌકિક માહાત્મ્ય જાળવી રહે, એ માટે આપશ્રી સદા તત્પર છે. આપશ્રીએ આ અલૌકિક સ્થાનને જેવું સ્થાન પોતાના શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુએ સિદ્ધ કરાવ્યું હતું, એજ સ્થિતિમાં આજે પણ અખંડિતરૂપે બિરાજમાન છે. અને આપશ્રી આવનાર શ્રીગોકુલેશ ચરણશરણાનુરાગી સેવકોને આ શ્રીબૈઠકે પ્રથમ સન્મુખ થાય, એવો દૃઢાગ્રહ સેવે છે, અને સૌ સેવકો એ પાલન કરે, એવી વ્યવસ્થા પણ કરી છે. આ એ શ્રીબૈઠક છે, જ્યાં શ્રીગોકુલધણી શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથજી બિરાજી રહ્યાં છે. આપશ્રી આજે પણ આ શ્રીબેઠકમાં ઘણી રૂચી કરી પોતાના લીલાના ભક્તો સહિત બિરાજી અખંડ લીલા કરી રહ્યાં છે.ભક્તો એમ કહે છે કે**

**જે શ્રીબેઠકમાં શ્રીગોકુલ ધણી ઘણીય રુચી કરી બેસે છે નિત્યજી,**
**તે બેઠક તણું કાંઈ વર્ણન કરુ જહાઁ મ્હારી સ્થિતીને મન વ્રત્યજી ।।**

જે આ મંદિર શ્રીગોકુલેશ પ્રભુએ સ્વયં સિદ્ધ કરાવ્યું, જેમાં વિચિત્ર-અલૌકિક રચના કરી છે. અને આ મંદિર-શ્રીબૈઠક સિદ્ધ કરવા શ્રીગોકુલેશ પ્રભુને અને ચાંપાભાઈ અધિકારી વચ્ચે મતભેદ ઉભો થયો અને ચાંપાભાઈને

આ સ્થળે મંદિર બાંધવાની ઇચ્છા નહીં, પરંતુ શ્રીગોકુલેશ પ્રભુ ભક્ત વત્સલ છે, તેથી કાંણ રાખે, પછી નિજ ઇચ્છાએ ચાંપાભાઇ ભૌતિક દેહ ત્યાગ કરી લીલામાં ગયા. શ્રીગોકુલેશ પ્રભુએ ચાંપાભાઇના પરોક્ષ બાદ જ આ શ્રીમંદિર-શ્રીબૈઠકજી સિદ્ધ કરાવ્યું.

પ્રસંગ એવો બને છે, શ્રીગોકુલેશ પ્રભુ શ્રીમંદિર બાંધનાર સિરીયારાજ (કડીયા)ને પુછે છે, કે **આ શ્રીમંદિર-શ્રીબૈઠક સિદ્ધ ક્યારે થશે?** ત્યારે સિરીયારાજ શ્રીગોકુલેશ પ્રભુને વિનંતી કરે છે, **રાજની ઇચ્છા પ્રમાણે**. ત્યારે શ્રીગોકુલેશ પ્રભુ આજ્ઞા કરે છે **એક માસમાં?**, તો તે કડીયો કહે **વિસ દિવસમાં**. પણ રાજની ઇચ્છા આગળ જીવનું શી ગતિ? શ્રીબૈઠક સિદ્ધ થતાં ૬ માસ વિતી ગયા, ત્યારે શ્રીગોકુલેશ પ્રભુ આજ્ઞા કરે છે કે **૬ માસ કેમ લાગ્યા?** કડીયો ખૂબજ વિનમ્રભાવે આજ્ઞા કરે છે કે **રાજની આજ્ઞા ઉપર સેવક પોતે જઇ શકે નહિં**. શ્રીગોકુલેશજીએ પ્રસન્ન થઇને પોતાના શ્રીહસ્તનું સોનાનું કડુ તેને પ્રેમ-પૂર્વક પહેરાવ્યું. આજે લગભગ ૪ સદી વિતી ગઇ, અને છતાં અડીખમ શ્રીમદ્ ગોકુલમાં શ્રીગોકુલનાથજીના શ્રીમંદિરમાં બિરાજમાન છે.

**મંગલરૂપે મહારાજ મારે મન વસીયાજી.**

**શ્રીબૈઠકનું સ્વરૂપ એવું મોહક છે કે ભાવપૂર્વક દર્શન કરતાં ભક્તનું મન તેમાં મોહાઇ જાય છે. આ શ્રીબૈઠક ભક્તના વિરહને ચૂર ચૂર કરી ભક્તની અભિલાખ (અભિલાષા) પૂરે છે. આ શ્રીબૈઠક સ્વરૂપ કેવળ ફલ-રૂપ, ફલ-દાયક, અને શ્રીગોકુલેશ પ્રભુના વિવિધ વિલાસનું આલય અને સુખ સમૂહનું રસરૂપ છે. જ્યારે શ્રીગોકુલેશ પ્રભુ પ્રાતઃકાળે મંગલ સમયે પોઢીને ત્યારે નૈઋત્ય દિશામાં નમન કરે છે, કારણકે નૈઋત્ય દિશામાં આપશ્રીના શ્રીઠાકોરજીનું મંદિર આવેલું છે. એ બતાવે છે.**

**મંગલરૂપે મહારાજ મારે મન વસિયાજી, ઘેર આવો છબીલા લાલ હો રંગના રસિયાજી. ૧**

આપણે સેવક-વૈષ્ણવોએ પણ સવારે ઉઠી આપણાં ઘરમાં શ્રીપ્રભુના ચિત્રજીને પ્રથમ નમન કરવું, જેથી હૃદયમાંથી અનિષ્ટ તત્ત્વો, વિચારો દૂર થાય. દિવસ શ્રીપ્રભુમય પસાર થાય. એજ કૃતિ શ્રીગોકુલેશ પ્રભુએ આપણે સૌ સેવક-વૈષ્ણવોને આચરી બતાવ્યું.

શ્રીગોકુલેશ પ્રભુ મંગલ સમયે પોઢી ઉઠે છે, ત્યારે ભગવદીયો શ્રીપ્રભુના મંગલ સમયનું દર્શન કરે છે. અને જે ભક્ત કે ખવાસજીએ પનહીં શ્રીચરણ આગળ ધરે છે તે પહેરી એકાંત સ્થળે પધારે છે. ફરી પધારી જ્યાં શ્રીચરણક્ષાલણની ચોકીનું સ્થળ છે, ત્યાં અનુપમ સૌંદર્યથી સ્વરૂપનું દર્શન આપે છે અને કર-પાદ ક્ષાલી પછી દંતધાવન કરે છે. અને મુખ પ્રક્ષાલે છે. ત્યારે સર્વ ભક્તોના મન હસી ઉઠે છે. તે અદ્ભૂત શોભાનું શું વર્ણન થાય! ભગવદીયો, આ લીલાનું વર્ણન આ પ્રમાણે કરે છે.

**શ્રીગોકુલનાથ સોહામણો રે,**

**એમના રૂપતણો નહિ પાર, હો લાલ-શ્રીગોકુલનાથ. ૧.**

**શ્રીઅંગ કાન્તિ હું શી કહું રે, દેખી શોભા પામી લાજ હો. ૨.**

**પ્રાતઃ ઉઠે મંગળા સમે રે, નિત્યનાં કૃત્ય કરે સહુ નેગ, હો. ૩.**

ફરી તેલાભ્યંગ કરાવી જ્યાં ન્હાવાની ચોકી ધરી છે ત્યાં બિરાજી માંગલ્ય સ્નાન કરે છે અને ભક્તોને કેસર રસનું ચરણોદકનું દાન કરે છે. અંગવસ્ત્ર કરી ધોતી ઉપરણો શ્રીઅંગે ધરી શ્રીગોકુલેશ પ્રભુ સર્વે સેવક-વૈષ્ણવો -ભગવદીયોને દર્શનનું દાન પ્રદાન કરી રહ્યાં છે. જે દર્શન કયા અનુપમ સ્થળોએ બેસીને કરી રહ્યાં છે, ગોપાલદાસભાઇ વ્યારાવાળા આલેખે છે કે કેટલાક ભક્તો આંગણામાં, કેટલાક જલઘરે, કેટલાક સિડી પર, તો કેટલાક અટારી પર કે છજ્જા મુંડેરી પર બેસીને કે ઉભા રહી શ્રીગોકુલેશ પ્રભુના નિત્ય ચરિત્ર લીલાનાં દર્શન કરી સ્વરૂપને નેત્રો દ્વારા હૃદયમાં ધારણ કરી રહ્યાં છે. તો આ બડભાગી ભક્તોના ભાગ્યની કેટલી સરાહના કરીએ. શ્રીગોકુલેશ પ્રભુ સ્નાન કરી પીઢા પર બિરાજી સંધ્યા વંદન કરે છે. પછી ભિતરના કાજ કરવા શ્રીગોકુલેશજી ભિતર પધારે છે. ત્યાં નિત્યના નેગ ભિતર કરી શ્રીપ્રભુ બહાર પધારી ભીંતે અટકી ઊભા રહે છે, જ્યાં ભક્તો શ્રીગોકુલેશ પ્રભુ સન્મુખ ઊભા રહી દર્શન કરે છે.

**તેલાભ્યંગ તે કરીયને રે, નાહ્યા પ્રાણ તણા આધાર, હો. ૪.**

**ભીતર વેગા પધારીયા રે, વળીયો સર્વ સમાજ, હો. ૫.**

**ઘેર આવી ચિત્ત વિહ્વળ થયાં રે, મનડાં આકુળવ્યાકુળ થાય. હો. ૬.**

**પંથ નિહાળે પ્રાણેશનો રે, જેને જેસો લાગ્યો રંગ. હો. ૭.**

**ક્યારે બહાર પધારશો રે, સુખનિધિ શ્રીવલ્લભરાજ, હો. ૮.**

**ત્યાં તો આવી વધામણી રે, પધાર્યા મોહનવર સુખદાઈ, હો. ૯.**

**ઘસીમસીને ચાલીયાં રે, ઘરનાં કારજ વિસાર્યા, હો. ૧૦.**

**સાથ સહુ મળીને આવીયો રે, જોવા પ્રાણતણા આધાર, હો. ૧૧.**

**સોલે શણગાર તે કરી અને રે, રમવા પ્રીતમજીની સાથ, હો. ૧૨.**

**ભીંતે અટકી ઉભા રહ્યા રે, જાણે કોટિક પ્રગટયો ભાણ, હો. ૧૩.**

**કિરણે ભક્ત ઝળકી રહ્યા રે, જાણીયે રત્ન કેરી પાંત, હો. ૧૪.**

**એ સુખ જોઈને ફૂલિયા રે, પ્રીતે વલ્લભદાસ, હો લાલ. ૧૫.**

શ્રીગોકુલેશ પ્રભુ એકાંતે પધારી ફરી બહાર પધારી શ્રીચરણક્ષાલણ વિધિપૂર્વક કરી નિત્યના નેગ જે કરવાના હોય છે તે કરે છે. શીતકાલ સમયે તેલાભ્યંગ તિબારીમાં તેમ ગરમીના સમયે આંગણામાં તેલાભ્યંગ કરાવે છે અને સ્નાન કરી બીજીવાર બહાર પધારી વ્હાલો ચટાઇ પર બિરાજે છે. શ્રીગોકુલેશજી આ શ્રીબૈઠકજીમાં સંપત્તિ, સૌક્ય, શુભ સૌભાગ્ય અને સુખ વૈભવ શ્રીબૈઠકજીમાં એકત્ર કર્યો છે. (અહીં લૌકિક સંપત્તિની વાત નથી, કેવળ કૃપા રસની વાત છે) આવી અનુપમ અલૌકિક શ્રીબૈઠકજીમાં શ્રીગોકુલેશજી નિત્ય બિરાજી ભક્તોને અલૌકિક દાન જેવું પાત્ર તે પ્રમાણે ચટ્ટાઇ પર બિરાજી દઈ રહ્યાં છે. ભક્તોને અલૌકિક સ્વરૂપનું રસદાન કરે છે. શ્રીગોકુલેશજી ભોજને પધારે છે. ભોજન કરી શ્રીબેઠકે પધારે છે અને આંગણમાં અનુપમ ચોકી ધરી છે ત્યાં મનમાં પ્રિત સહિત મારો નાથ બેસે છે અને ભોમની સેજ જે પરમ સોહામણી અને મોહામણી સુખદ રસભરી છે ત્યાં પોઢી વિવિધ પ્રકારની અલૌકિક ગુઢ રસની લીલા મારો નાથ બડભાગી ભાગ્યવાન ભક્તોનો સંગ કરે છે. હવે શ્રીગોકુલેશ પ્રભુ ઉત્થાપન સમય થયો. હવે આપશ્રી પધારી ગાદી મૂઢા મનોહર ભક્તોએ બિછાવ્યા છે ત્યાં સુંદરવર પધારી શ્રીબેઠકજીમાં બિરાજે છે. ભિક્ષુ, માગણ, માંગદ, ભાટ, કવિ, ચારણ, પંડિતોને તેમની ઈચ્છાથી અઢળક દ્રવ્ય, પાત્રો, ઔષધી, વસ્ત્રો જે ઈચ્છા કરી માંગે છે તેથી અધિક દાન ચટ્ટાઇ સમયે બિરાજી કરે છે અને તેઓને સંતુષ્ટ કરે છે. તેમ આપશ્રી પરિવારના બાલકોને ભણાવે છે. જેના પત્રો આવ્યાં હોય, એનો પ્રતિ-ઉત્તર આપે છે, પત્રો લખે છે.

ગોપાલદાસભાઇ લખે છે કે, **આ શ્રીબૈઠકનું સ્વરૂપ કેવું છે ? જ્યાં અગણિત ભક્તોની ભીડ થાય છે, જેમ ભક્તોના સમાજ શ્રીબૈઠકમાં આવતા જાય છે. તે પ્રમાણે શ્રીબૈઠકનું પ્રાબલ્ય એવું છે કે ભક્તો શ્રીબેઠકમાં સમાતા જાય છે. અને સર્વ સેવક-વૈષ્ણવો સુખ અને આનંદપૂર્વક શ્રીગોકુલેશ પ્રભુના સ્વરૂપ નિરખી દર્શન રસભર્યા કરે છે અને સર્વ ભક્તો, અગણિત આવે છે સર્વ આ શ્રીબેઠકજીમાં સમાય છે. આવું અલૌકિક અને અપરમિત શ્રીબેઠકજીનું સ્વરૂપ શ્રીવલ્લભની નિજ-ઈચ્છા મુજબ પ્રગટ કર્યું તે સત્ય છે.** આખી સૃષ્ટિના રચયિતા જેમની આંખની ભ્રમર હાલતા બ્રહ્માંડો હાલી જાય તો એમની શ્રીબેઠકજી સભાના અલૌકિકતાનું શું કહીએ ? જેવું શ્રીગોકુલેશ પ્રભુનું પ્રાગટ્ય અગણિતાનંદ છે એવુંજ પ્રાબલ્ય આ શ્રીબેઠકજીનું છે. જે પરમ રસિક રસમય રસદાયીની આનંદ સંમોહની રસરૂપ આ શ્રીબેઠકજીનું છે. જ્યાં નિત્ય શ્રીગોકુલપતિ વિલાસ કરે છે. સંધ્યા સમયે મારો નાથ જલગરામાં ગાદી તકીયો જ્યાં બિછાવ્યો છે ત્યાં સંધ્યા વંદન કરી પછી ગરમીમાં તેલની સેજે પધારી તેલાભ્યંગ કરાવે છે અને શીતકાલ સમયે મણી કોઠે કે તિબારીમાં તેલગાદી બિછાવી છે એની ઉપર

બિરાજી તેલાભ્યંગ રાત્રી સમયે બલાદનું તેલ લગાડાવે છે, જે શ્રીપ્રભુને ઘણું જ પ્રિય છે. અને જેના વગર શ્રીગોકુલેશ પ્રભુ ક્યારે પણ રહેતા નથી તે બલાદના તેલનો શ્રીગોકુલેશજી નિત્ય અંગીકાર કરે છે. જ્યાં બડી સજ્યાએ બડભાગીઓને ભાગ્ય ઉદય થાય છે અને સમાજ સોહાગભર્યો દીસે છે. ત્યાં શિતલ મંદ પવન સુગંધથી આનંદ પ્રમોદથી વહે છે. અને જે લહેર ઉઠે છે તે સર્વત્ર પ્રસરી રહે છે તે શ્રીબેઠકજીના સુગંધી પરનો ની લહેર સીંઘ દ્વારથી ગલી અને ગલીઓમાં મહેંકી ઉઠે છે જે શ્રીબેઠક કામોદીપન્ન કરી અતિ રતિ વર્ધન કરી માનુનીઓને નિરંકુશ કરી વશીકરણ કરે છે.

જે આનંદ સંમોહનું સદા આલય પરમ રસાલય અને આરત હરન છે જે મુગ્ધાથી રસ, મનોરથ રસ પ્રગટાવી મધ્યાના મનનું અભિરામ કરે છે. એવી આ રમણીય આ શ્રીબેઠકજી છે જે સ્વરૂપે રસે સ્વરૂપની અભિલાષા કરતી છે જે અનુભવી ભક્તોના મનની શાખ પૂરે છે. એવી આ અલૌકિક ભાવે ભરેલી આ શ્રીબેઠકજી ભગવદીયોથી સોહે છે જે શોભા ભરેલી, માન માગતી, દાનથી ભરેલી અણે અતિ કરૂણાથી ભરેલી છે જે રિદ્ધિ-સિદ્ધિ અને કૃપાથી ભરેલી છે. જે અતિ સુખભરી અતિ સૌભાગ્યથી તેમજ ગુણો અને ભાગ્યથી સંપન્ન રસવંત છે. **જ્યાં શ્રીગોકુલનો ધણી શ્રીવલ્લભજી બેસે છે તે આ શ્રીબેઠક અતિ સોહાય છે. અને પ્રગટ દિશાએ આ શ્રીબેઠક પ્રગટ સ્વરૂપ સમાન છે. જ્યાં અનુભવીઓ લીલાનું સ્મરણ કરી કૃતાર્થ થાય છે જ્યારે બીન અનુભવીઓ આ શ્રીબેઠકના સ્વરૂપને જાણતા નથી એવી આ શ્રીબેઠકજીમાં રસિકવર શ્રીવલ્લભ ગાદી તકીયે અથવા ચટ્ટાઇ પર બિરાજી દર્શન આપે છે જેના રસ સંબંધી એક જ બિન્દુની કણિકામાં ગોપાલદાસભાઇ વ્યારાવાળા મગ્ન થઇ અનિર્વચનીય રસનું પાન કરી રહ્યાં છે.** (સ્વરૂપ રસાવલી માંગલ્ય સાતમાંથી સાભાર)



# સબ ઉત્સવકો ઉત્સવ આયો

ભગવદ્ સ્વરૂપનું પ્રાગટ્ય થયા પછી જ નિજ અંગિકૃત સૃષ્ટિના રસ મનોરથો પુરણ થાય કેમકે પ્રાગટ્ય થયા પછી જ સ્વરૂપાનંદ રસ પ્રગટ થાય અને ત્યારે જ રસદાન સંભવે છે. શ્રીમહાપ્રભુજીએ આ માર્ગ પ્રગટ કર્યો, કેવલ નિજ-જનો(દૈવીજીવો) માટે. અને તેથી જ પરમ પુરુષોત્તમ **રસોવૈસઃ** સ્વરૂપ શ્રીગોકુલેશજીનો પ્રાગટ્ય ઉત્સવ-મહોત્સવ એતનમાર્ગીય સૃષ્ટિ માટે સર્વસ્વ હોવાથી આપશ્રીના પ્રાગટ્યોત્સવ (શ્રીમહા મહોત્સવ) અધિક ઉત્કર્ષ મહીમા અને પ્રતાપ છે. તેથી આ પ્રાગટ્ય દીને મહોત્સવ થાય છે. મહોત્સવ પણ સ્વરૂપની સમાનજ પૂર્ણાનંદ અને અગણિતાનંદ છે.

માગસર સુદિ ૭ ના સર્વદા સેવ્ય શ્રીગુસાંઇજીના શ્રીચતુર્થકુમાર શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણનો પ્રાગટ્ય ઉત્સવ હોવાથી, સ્વકીય ભક્તો માગસર સુદિ અષ્ટમીથી જ આગલા મહોત્સવની આરત રહેતી કેમકે પરમ ફલની પ્રાપ્તિ તો મહોત્સવમાં જ સંભવે છે. બાકી બધા ઉત્સવ જે મધ્ય મધ્ય આવે છે તે કેવલ એ માહા માંગલ્ય મહા ઉત્સવ માટેનો ભાવ ખંડિત ન થાય અને ભાવ વૃદ્ધિ પામે તે માટે જ ઉત્સવ મનાવાય છે. પ્રથમ શ્રીગુસાંઇજીએ શ્રીગોકુલેશજીનો મહાઉત્સવ કર્યો. અડેલમાં શ્રીગોકુલેશજીનું પ્રાગટ્ય હોવાથી મુલ લીલા ધામ શ્રીમદ્ ગોકુલ ગુપ્ત રીતે પધારીને બીરાજ્યું છે, ત્યાર બાદ શ્રીગુસાંઇજીએ શ્રીમદ્ ગોકુલમાં સ્થિર વાસ કર્યો અને ત્યાં પણ નિત્ય મહોત્સવ કર્યો. શ્રીગોકુલેશજીનો પ્રથમ માસિક ઉત્સવ, દ્વિતિય દ્વિમાસિક ઉત્સવ, એમ કરતા વર્ષોત્સવ પણ કર્યો. અને ત્યારબાદ આ ક્રમ નિત્યપૂર્વક ચાલ્યા જ કર્યો છે. સ્વકીયોને મૂલ સ્વરૂપજ્ઞાન કરાવવા-બધી મર્યાદા છોડીને કેવલ શ્રીગોકુલેશજીનો જ મહોત્સવ કર્યો. શ્રીગુસાંઇજીના આસુરવ્યામોહ લીલા બાદ શ્રીગોકુલેશજીએ સ્વયં પોતાની અલૌકિક રાજધાની શ્રીમદ્ ગોકુલમાં મહોત્સવ કર્યો. શ્રીગોકુલેશજી પણ ભક્તોને અર્થે નિજ-જન્મોત્સવ કરતાં. તેથીજ શ્રીહરિરાયચરણ શ્રીગોકુલેશજીનું શ્રીગોકુલેશાષ્ટોત્તરશત નામાવલીમાં ૪૧માં નામ આલેખે છે **નિજજન્મોત્સવ કર્ત્રે નમઃ** , સ્વયંનો જન્મોત્સવ કરનાર શ્રીગોકુલેશજીને નમન. અને તે દિવસે સમસ્ત વૈષ્ણવ સમાજ તેડીને બધી સાજ સામગ્રી કરી અને મહાઉત્સવ મનાવ્યો છે. મહોત્સવનો વધુ પ્રતાપ ત્યારે જણાય છે કે જ્યારે ભાગ્યરાસ મોહનભાઇજીએ શ્રીમદ્ ગોકુલમાં મહોત્સવ પ્રારંભ કર્યો. તેઓએ સ્વતંત્ર કેવલ પોતાના અનન્ય કૃપાપાત્ર નિરાવરણ અછુતા ભાવથી ઉત્સવ ઉજવવા માટે માગસર સુદ ૬ ના ધન ધન છઠની રાગનો ઉત્સવ કર્યો, જેનો અનિર્વચનીય રસ પ્રદાન શ્રીગોકુલેશજીએ કર્યો અને ઉત્સવના ચિન્હ લક્ષણ જેવા કે કેસરસ્નાન, પ્રસાદ-ગ્રહણ, પહેરામણી, કીર્તનગાન-ગુણગાન, નૃત્ય વગેરે દીનતા પૂર્વક વૈભવ સહીત કરી. સમસ્ત સ્વકીય સમાજને મહોત્સવનો અગણીત આનંદ અનુભવ કરાવ્યો છે.

અને એવો શ્રીમોહનભાઈજીની સ્વજન સુજન સહીતની સેવા જોઇ શ્રીગોકુલેશજીએ મોહનભાઈજી પર પરમકૃપા વર્ષાવતા.

એક સમયે શ્રીમહોત્સવના દિવસે આપશ્રીના કૃપાપાત્ર માલજી પંચોલીજીએ શ્રીગોકુલેશજીને વિનંતી કરી કે અમારે આપના શ્રીઠાકોરનો ઉત્સવ કરવોં કે અમારા શ્રીઠાકોરનો ઉત્સવ કરવો ? ત્યારે શ્રીગોકુલેશજી માર્ગ મર્યાદાના સંકોચથી જવાબ ન આપ્યો. ફરી પંચોલીજી આગ્રહ કરે છે ત્યારે આપશ્રીએ પોતાનો મહોત્સવનો મહીમા અને પ્રતાપ બતાવવા મધુર વચન વિલાસ કરે છે કે **આપકે ઠાકોરકો ઉત્સવ કરનોં**. (અહીં માલજી પંચોલીજી, વગેરે ભક્તો માટે ઠાકોરજી તો સ્વયં શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી જ છે, અને શ્રીગોકુલેશજીના શ્રીઠાકોરજી આપશ્રીના સેવ્ય શ્રીગોકુલનાથજી ઠાકોરજી). અને આવા વચનથી રાજસ ભાવવાળી સૃષ્ટિને **મહોત્સવ**નો ઉત્કર્ષ જણાવ્યો.

મહોત્સવની સંપૂર્ણ લીલાનું અદ્‌ભૂત વર્ણન **સ્વરૂપાનુભાવોચ્છ્વ રસલીલા**માં અતિ વિસ્તારે કહેલ છે. આ ગ્રંથના નામમાં તે અનુભાવ શબ્દ છે તે ૧.સ્વરૂપ, ૨.ઉત્સવ, ૩.રસલીલા, એ ત્રણ માટે લાગુ પડે છે. આ ગ્રંથ દ્વારા એ ત્રણેનો અનુભવ થાય. **આપણા શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (શ્રીસુરેશ બાવાશ્રી) અને આપશ્રીના આત્મજ ગોસ્વામી શ્રીવિઠ્ઠલરાયજી બાવાશ્રી** એજ ક્રમને નિયત રીતે શ્રીમદ્‌ ગોકુલમાં શ્રીગોકુલેશ પ્રભુનો મહોત્સવ દર વર્ષે ઘણોંજ ઉત્સાહ સાથે કરે છે, અને સૌ સેવક-સૃષ્ટિને પણ શ્રીમદ્‌ ગોકુલમાં આમંત્રે છે અને આ અનેરો અલૌકિક સ્વરૂપાત્મક મોહત્સવની લીલાનું અવગાહન કરવા પ્રેરિત કરે છે. એટલેજ **શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી** આજ્ઞા કરે છે કે :-

## ભેયાજી શ્રીગોકુલ કબ ચલોગે



# આજે જનમ રે જન્મદિવસ

હાંરે આજે જનમ રે જન્મદિવસ છે રે હેલી, શણગાર સજ્યુ સહું પહેલી. ૧

હાંરે મારે જાઊં રે શ્રીવિઠ્ઠલજીને દ્વારે, ત્યાં તો ભક્તની ભીડ અપાર. ૨

હાંરે વાજે વાજે રે તાલ ને ઝાંઝ મૃદંગ, વળી વાગે છે માંગલી ચંગ. ૩

હાંરે વાજે વાજે રે ઢોલ દમામા ને ભેરી, મોટી નોબત ઘૂમે છે ઘેરી. ૪

હાંરે ત્યાંતો નૃત્ય રે, નૃત્ય કરે નરનારી, આભૂષણ શોભે છે ભારી. ૫

હાંરે નારી નારી રે ધોળે ગાયે ગુજરાતી, ફૂલી ફરતી ને અંગ ન સમાતી. ૬

હાંરે ત્યાંતો મોતીના રે, મોતીના ચોક પુરાયે, શ્રીવલ્લભવર કેસરે ન્હાયે. ૭

હાંરે ઘસી કેસર રે કેસર ચંદન ઘોળ્યાં, ફુલેલ શ્રીઅંગે ચોળ્યાં. ૮

હાંરે ઊષ્ણ જલશું રે, જલશું સ્નાન જ કીધાં, વૈષ્ણવજનને ચરણામૃત દીધાં. ૯

હાંરે અંગવસ્ત્ર રે, વસ્ત્ર શ્રીઅંગે જ કરીયાં, ધોતી ઉપરણા કેસરી ધરીયા. ૧૦

હાંરે મારે વહાલે રે, વહાલે આભૂષણ ધરીઆં, દેખી વૈષ્ણવનાં મન ઠરીયાં. ૧૧

હાંરે ત્યાં તો માર્કંડ રે, માર્કંડ પૂજા રે કીધી, વિપ્રજનને દક્ષિણા દીધી. ૧૨

હાંરે ઈંડીપીંડી રે, પીંડીને આરતી કીધી, ન્યોછાવરી વારીને દીધી. ૧૩

હાંરે હરિદાસ રે, દાસ શોભા સુખકારી, હરખી નીરખીને જાએ બલિહારી. ૧૪



## મહોત્સવ ફૂલન ફૂલે આયો

મહોત્સવ ફૂલન ફૂલે આયો;
મનોરથ ઈચ્છિત આજુ હમારે લાલ રૂકૃમિની જાયો. ૧

નવ નવ રંગ સિંગાર સુહાગિન, સુહાગિન અંગ સુહાયો;
આનંદ મંગલ નિર્તત ડોલત, મોદ હી મોદ બઢાયો. ૨

કંચનથાર કલશ ભરિ કેસર, મંગલ સાજ બનાયો;
ઘર ઘર તેં નિકસી ઉમડે રસ, ગાવત રંગ બધાયો. ૩

આઈ સબ સુંદરી મંદિર, આંગન ઉત્સાહ છાયો;
કરત કલ્લોલ અલોલ પરસ્પર, હરખત હૃદયે સમાયો. ૪

દેત અસીસ પરમ પ્રમુદિત મન યહ સુખ સુબસ બસાયો;
પૂરનકામ નિરખિ સચુ પાવત વલ્લભ મનકો ભાયો. ૫

## પ્રાગટ અતુલ પ્રગટ ભયો

પ્રાગટ અતુલ પ્રગટ ભયો સુનિ કે જહાં તહાં તે સુંદરિ ઉઠિ ધાઈ;
બધાઈ, બધાઈ, બધાઈ કહત હેં મોદ ભરિ મંદિરમેં આઈ. ૧

ધનિ રુકૃમિની તેરી કૂખ સુહાગિનિ ભાગ્યન યહ નિધિ ભૂતલ પાઈ;
અષ્ટ સિધિ નવ નિધિ અલૌકિક યા દેખત હમ પાઈ બધાઈ. ૨

મગન ભઈ નિજ અંગ ન સમારતિ, વારતિ તન મન પ્રાન સમેતી;
અનેક મનોરથ કિયે ભાવતે ન્યોછાવરિ કરિ સંપત્તિ જેતી. ૩

ચિરંજીવો જાગુ જુગ યહ બાલક યા ઘરકી સુખ સંપત્તિ બાઢો;
દરસ દાનકી ભિક્ષા માગત, દાસ ગોપાલ દ્વાર રહ્યો ઠાડો. ૪

શ્રીગોકુલનાથકી જય

# શ્રીગોકુલેશ પાઠશાળા

માગસર સુદિ છઠ ૨૦૬૫

**ધન ધન છઠની રાત સોહાવની**





# વિશેષ અંક

# મહા મહોત્સવ



**આનંદ ભરિ ડોલત વ્રજબાલા;**

**કુંકમ તિલક કટોરન ભરભર, મંગલ દેત સબનકે ભાલા. ૧**

**હઁસત પરસ્પર પ્રેમમુદિતમન પૂરિત પ્રેમ રસાલા;**

**ફૂલનસો નિરખત શ્રીવલ્લભવર, રસિક રસિલી બાલા. ૨**